# શ્રી નમસ્કાર મહામંત્રનું વિજ્ઞાન

લેખક
શ્રી શાન્તિલાલ મોહનલાલ
( ત્રિપુ )

પુષ્પ ૨

*

પ્રકાશક
શ્રી જૈન સાહિત્ય સભા-મુંબઈ.

પ્રાપ્તિસ્થાન

૧ શ્રી. સોમચંદ ડી. શાહ પાલીતાણા

૨ શ્રી ભીમસિંહ માણેક ગુલાલવાડી પાયધુની-મુંબઈ, ૩

૩ શ્રી મેઘરાજ જૈન પુસ્તક ભંડાર ગોડીજીની ચાલ
મીનારસ્ટ્રીટ મુંબઈ ૨

આવૃત્તિ પહેલી     વેચાણ કિં ૦-૬૫

પ્રકાશક
શ્રી જૈન સાહિત્ય સભાના ઓનરરી
સેક્રેટરીઓ
શ્રી નગીનદાસ કરશનદાસ શાહ
શ્રી જયંતીલાલ રતનચંદ શાહ
C/o શ્રી શાંતિનાથ જૈન મંદિર
પાયધુની, મુંબઈ ૩

મુદ્રક
જીવણલાલ પુરુષોત્તમદાસ પટેલ
શ્રી ઉત્કૃષ્ટ મુદ્રણાલય
ગાંધીરોડ,
પુલ નીચે
અમદાવાદ

# અનુક્રમ

# પ્રાક્ કથન

વસ્તુનુ જ્ઞાન બે પ્રકારે થાય છે એક સામાન્યથી ( only General ) અને બીજુ વિશેષથી ( With Particulars ), સામાન્ય જ્ઞાનને ' જ્ઞાન ' કહેવાય છે વિશેષ જ્ઞાનને " વિજ્ઞાન " કહેવાય છે

મનુષ્યને મનુષ્ય તરીકે જાણુવો એ જ્ઞાન " છે તેને એક વણિક તરીકે એક જૈન તરીકે, એક ધર્મનિષ્ઠ તરીકે જાણુવો તે વિજ્ઞાન ' છે અથવા એક મનુષ્ય તરીકે જાણ્યા પછી તેનો ઉપયોગ એક વેપારી તરીકે એક વકીલ તરીકે, કે એક ડોક્ટર તરીકે થઈ શકે છે, એમ જાણુવુ તે પણુ " વિજ્ઞાન ' છે વસ્તુને જેમ તેના અનેક સ્વભાવ હોય છે તેમ તે પ્રત્યેક સ્વભાવના ઉપયોગ પણુ હોય છે વિવિધ સ્વભાવ અને તેના વિવિધ ઉપયોગને જાણ્યા વિના વસ્તુને જાણવી તે વસ્તુનું સામાન્ય જ્ઞાન છે અને સ્વભાવ તથા ઉપયોગ સહિત વસ્તુને જાણવી તે વિશેષ જ્ઞાન છે

બે ચાર દૃષ્ટાંતો વડે આ વસ્તુ વધારે સ્પષ્ટ થશે અગ્નિ એક પદાર્થ છે અને તે ઉષ્ણુતા ગુણુવાળો છે એટલુંજ માત્ર જાણુવુ

ઈધન બળે છે તેમ શ્રી નમસ્કાર મહામંત્રના સ્મરણરૂપી અગ્નિથી પાપ ઇધન બળે છે જળથી જેમ મેલ દૂર થાય છે, તેમ શ્રી નમસ્કાર મહામંત્રના આરાધન રૂપી જળથી કર્મ મેલ કપાય છે

શ્રી નમસ્કાર મહામંત્રનુ સામાન્ય જ્ઞાન જૈનકુળમાં જન્મેનારાએ માટે અતિ સુલભ છે જેમકે શ્રી નમસ્કાર મહામંત્ર સર્વ મંગળામા પ્રથમ મંગળ જ સર્વ પાપનો સર્વથા નાશ કરનાર છે સર્વ શાસ્ત્રોમા વ્યાપીને રહેલો છે બાર અંગ અને ચૌ પૂર્વનો ઉદ્ધાર છે સર્વ મંત્રોમા શિરોમણીભૂત છે તેના એક એક અક્ષરના ઉચ્ચારણથી અનંત અનંત કર્મરાશિનો વિગમ થાય છે જળ અને અગ્નિને થભાવે છે ચોર અને રાજ્યના ઉપદ્રવને હઠાવે છે સિંહ અને શ્વાપદના શત્રુ અને રોગના ભૂત અને પ્રેતના વ્યંતર અને પિશાચના વિષ અને વિષધરના ઘોર ઉપસર્ગો દૂર કરે છે અર્થ કામ આરોગ્ય અને અભિરતિને આપે છે પરલોકમા સિદ્ધિ (મોક્ષ), સ્વર્ગ સુકુળ અને બોધિનુ કારણ થાય છે પરમ દુર્લભ એવા પરમપદ આપવાનુ સામર્થ્ય જે મહામંત્રમા છે, તે બીજુ શુ ન આપે? સર્વ કઇ આપે

આવુ સામાન્ય જ્ઞાન મોટે ભાગે પ્રત્યેક જૈનને વારસામા મળે છે માત્ર જ્ઞાન જ નહિ તેના પર શ્રદ્ધા પણ હોય છે શ્રદ્ધા હોવાનું કારણ આ જ્ઞાન આપનાર પુરુષો શ્રદ્ધેય છે, પરમ આપ્ત અને વીતરાગ પુરુષો છે એવી તેને સામાન્ય રીતે ખાત્રી હોય છે શ્રદ્ધા અને જ્ઞાનના બળથી જીવનના સારા નરસા પ્રસંગોએ તેનું ભાવ અને ભક્તિપૂર્વક સ્મરણ પણ કરે છે જાપ ધ્યાન પણ કરે છે તેની અનેક પ્રકારે આરાધના કરે છે, છતા આપણે ઉપર જોઈ આવ્યા તેમ કોઇ પણ વસ્તુ તેના માત્ર સામાન્ય જ્ઞાનથી વિશેષ ઉપયોગમા આવી શકતી નથી 'જ્ઞાન' ની સાથે 'વિજ્ઞાન' ની પણ આવશ્યકતા

છે કાર્ય સાધક માત્ર 'જ્ઞાન' નથી પણ 'વિજ્ઞાન' – વિશેષ જ્ઞાન છે

શ્રી નમસ્કાર મહામંત્રને કાર્યસાધક બનાવવા માટે જે વિજ્ઞાનની જરૂર છે તેને અહીં આપવા માટે યથાશક્ય પ્રયાસ કરવામાં આવ્યો છે વિજ્ઞાન યા વિશેષ જ્ઞાન બે પ્રકારનું છે એક તેના વિવિધ સ્વરૂપનું, અને બીજુ તેના વિવિધ ઉપયોગનું બને પ્રકારનું જ્ઞાન આવશ્યક છે આ પુસ્તિકામાં પ્રથમ પ્રકારનું જ્ઞાન છે બીજા પ્રકારનુ જ્ઞાન હવે પછીના બીજા વિભાગમાં આપવાની લેખક ઇચ્છા ધરાવે છે

શ્રી નમસ્કાર મહામંત્રનુ વિજ્ઞાન આજની પ્રજાને જાણવુ અતિ જરૂરી છે શ્રી નમસ્કાર મહામંત્રના આરાધકોને આ વિશેષ જ્ઞાન પોતાની સાધનામાં પ્રાણપૂરક નિવડશે બીજાઓમાં સાધનાની જિજ્ઞાસા જગાડશે મહદ્ વસ્તુની જિજ્ઞાસા પણ પરમ કલ્યાણ કરનારી છે મહામંત્રની શક્તિ અચિન્ત્ય છે તેની પ્રાપ્તિને ચિંતામણિ [illegible] પ્રાપ્તિથી પણ દુર્લભ માની છે જેઓને આ મહામંત્રની પ્રાપ્તિ થઈ છે, તેઓના ભાગ્યની કોઈ સીમા નથી આ મહામંત્ર [illegible] વિજ્ઞાન સમજીને વિધિપૂર્વક તેનું આસેવન કરવામાં આવે તો [illegible] સાધકને આ વિશ્વમાં કોઈ પણ વસ્તુ અસાધ્ય નથી. [illegible]

વાત આવશ્યક છે કે –

પૂ. શાસ્ત્રકાર ભગવંતો ફરમાવે છે કે —

**चिंतामणिरत्नेऽपि सम्यग्ज्ञातगुणस्य श्रद्धाऽतिशय भावताऽविधिविरहेण महाकल्याणसिद्धि साधयेत्॥**

'ચિંતામણિ રત્નને વિષે પણ તેના [illegible] જાણનાર જ શ્રદ્ધા અને ભક્તિ આદિને અતિશય [illegible]

છે અને તે દ્વારા અવિધિનો ત્યાગ કરી મહાક લ્યાણકારિણી સિદ્ધિને મેળવી શકે છે '

સમ્યક્ પ્રકારે જાણવું બધી બાજુથી જાણવું, ઉપયોગ સહિત જાણવુ એનુ જ નામ વિજ્ઞાન છે સામાન્યપણે જાણનારને શ્રદ્ધા અને ભક્તિ પેદા થઈ શકે છે પરંતુ તેનો અતિશય અથવા પ્રકર્ષ તો વિશેષપણે જાણવાથી જ મેળવી શકાય છે કાર્યસિદ્ધિનું અસાધારણ અંગ જ્ઞાન-માત્ર સામાન્ય જ્ઞાન નહિ પણ આ વિશેષ જ્ઞાન-વિજ્ઞાન છે શ્રી નમસ્કાર મહામંત્રના વિજ્ઞાનની જે કાળે બહુ જરૂર છે, તે કાળે આજની પ્રજા તેને સહેલાઈથી સમજી શકે તેવી સરળ શૈલીથી લખાઈને આ પુસ્તિકા બહાર પડે છે તે આગામી પેઢીના ઉજ્જવળ ભાવીનુ સૂચક છે

આ મહામંત્રે ભૂતકાળમા અનેકના જીવનને ઉજ્જ્વળ કર્યાં છે અને ભવિષ્યમા ઉન્નતિના અર્થી પ્રત્યેક આત્માને આ મહામંત્રનુ શરણુ આવશ્યક છે ભૌતિકવાદના આ યુગમા અધ્યાત્મવાદના અમીપાન કરવા માટે શ્રી નમસ્કાર મહામંત્ર સમાન કોઈ ઉત્તમ સાધન નથી કોઈ નિર્મળ અને સરળ મંત્ર નથી તે કુવિકલ્પોથી મનનુ રક્ષણ કરે છે યોગ વિચારોથી મનનુ રક્ષણ કરવુ એ એક મહત્ત્વની વસ્તુ છે વર્તમાન યુગમા ધન, સત્તા કે વૈભવનુ રક્ષણ કરવા માટે દેહ બળ કે આરોગ્યનુ રક્ષણ કરવા માટે અનેક સાધનો યોજાયા છે અને યોજાય છે પણ સંકલ્પ વિકલ્પથી મનનુ રક્ષણ કરવા માટે એક પણ સમર્થ સાધન શોધાયાનુ સાભળ્યુ નથી તે માટે મંત્ર એક સમર્થ સાધન છે પૂર્વ મહર્ષિઓએ મનના રક્ષણ માટે અનેક પ્રકારના મંત્રો યોજેલા છે આવા સર્વ મંત્રોમા શ્રી નમસ્કાર મહામંત્રનુ સ્થાન શ્રી જૈન શાસનમા મોખરે છે

મંત્ર જાપનો મહિમા બતાવતાં પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજે કહ્યું છે કે —

यागातिशयश्चायं स्नानकोटिगुण स्मृत ।
योग द्रष्ट्या बुधैर्दृष्टो, ध्यानविश्राम भूमिका ॥

અર્થ - મંત્રના જાપને વિશારદ પુરુષોએ સ્નાન કરતા કોટિગુણ અધિક લાભને આપનાર કહ્યો છે વાગ્યોગ કરતા મનોયોગની અધિકતા માનેલી છે એના માટે મૌનપણે થતો જાપ પ્રશસ્ય છે યોગજનિત પ્રાતિભજ્ઞાનના બળથી આ વાત તેમણે નક્કી કરી છે જાપમા અભ્યંતર પરિણામની વૃદ્ધિ નિર્મલ થાય છે જાપને ધ્યાનની વિશ્રામ ભૂમિકા પણ માનેલી છે ધ્યાન પર ફરી આરોહણ કરવા માટે તે ઉપયોગી નિવડે છે '

વિજ્ઞાનની વધતી જતી શોધખોળના આ યુગમા રેડિયો અને સ્પુટનિક દ્વારા અને પૃથ્વી મંડળમા પરિભ્રમણના અખતરાઓ થાય છે અને તે માટે રાજદ્વારી કે એવા બીજા હેતુઓ ભર અગાધ ધન ખર્ચાય છે આને વિજ્ઞાનની મોટી સિદ્ધિ ગણવામા આવે છે અને એ દ્વારા માનવજાત ઘણી આગળ વધી રહી છે એવી પ્રસિદ્ધિ અપાય છે આ પ્રસિદ્ધિમા ભરોભાર અતિશયોક્તિ છે

યાંત્રિક સાધનો મારફત આકાશમાં ઉડવાની કે પૃથ્વીના પેટાળમા પેસવાની શક્તિ મેળવવી એ માનવ મનને કદી પણ શાંતિ આપનાર નથી બલ્કે વધુ અશાંત બનાવનાર છે અશાંત મનવાળો માનવી અહિ રહે કે અન્ય સ્થાને જાય એ બધુ સરખુ જ છે માનવ જીવનમાં ધન વૈભવ કે સત્તા એ કોઈ મહત્ત્વની ચીજ નથી કિંતુ પોતાના મનને જીતવુ એજ પરમ પુરુષાર્થ છે એ પુરુષાર્થની સિદ્ધિ પૃથ્વી પાણી કે વાયુ ઉપર વિજય મેળવવાથી નહિ પણ માનવ મનને સ્વાધીન કરવાથી થાય છે સર્વકાળ માટે આ એક અનુભૂત સત્ય છે એનો અપલાપ કે ઉપેક્ષા કરવાથી પ્રગતિ નહિ પણ અધોગતિ છે મન વશ કરવા માટેનુ સર્વોત્તમ સાધન મ

વૈજ્ઞાનિક રીતે શાસ્ત્રોક્ત રીતે સમજી તેની શાસ્ત્રોક્ત સાધના કરવાથી બધા પુરુષાર્થોનું સાધન મન સ્વાધીન થાય છે અને મન સ્વાધીન થવાથી ત્રૈલોક્યનુ રાજ્ય પણ જ્યાં તુચ્છ છે, એવુ પરમ પદ પણ જીવને સ્વાધીન થાય છે

શ્રી નમસ્કાર મહામંત્રના શાસ્ત્રોક્ત સ્વરૂપને વૈજ્ઞાનિક પદ્ધતિએ સમજવાની આવશ્યકતાનો એક અંશ પણ આ પુસ્તક દ્વારા સિદ્ધ થશે તો લેખક પ્રકાશક ઉભયનો પ્રયાસ સફળ થયો ગણાશે.

નવાડીસા
સંવત ૨૦૧૪ — પં ભદ્રંકરવિજયગણી
શ્રી સંવત્સરી પર્વ

★



# પ્રવેશ

આ વિજ્ઞાન અદ્ધ મોક્ષનું નથી

અધ્યાત્મ મોક્ષનું છે

આ વિજ્ઞાનમા હિંસા નથી

સર્વ હિતકારિણી સૂક્ષ્મ અહિંસા છે

આ વિજ્ઞાન ગઈ કાલ Past નુ આજ Present નુ કે આવતી કાલ Futureનું નથી આ વિજ્ઞાન શાશ્વત Eternal છે

અહિ Pure Science દ્રવ્યાનુયોગ ભર્યો છે અણુ અને વિશ્વ Atom & Cosmos ના રહસ્યોને ઝાખા પાડે એવી સૂક્ષ્મ વિચારણાઓ આ વિજ્ઞાનમા છે

અહિ Higher Mathematics ગણિતાનુયોગ પ્રમાણે છે, અહિંસા અને સ્યાદ્વાદના સમન્વયનું ગણિત પરિપૂર્ણપણે ભર્યુ છે જે યોગ્ય રીતે તેને આ ચાવીઓ Formulas અવશ્ય જડે

અહિ Technology ચરણકરણાનુયોગ સાંગોપાંગ વર્ણવાયો છે શુદ્ધ આત્મ સ્વરૂપના પ્રાગટ્યની પદ્ધતિઓ Process આ વિજ્ઞાનમા છે

અહિ History કથાનુયોગ સભર ભર્યો છે આ વિજ્ઞાનને અનુસરી મહાપુરુષો 'મહાન' બન્યા છે આજે પણ બની શકે છે ભાવિમા પણ બનશે

આવુ શ્રી નમસ્કાર મહામંત્રનુ વિજ્ઞાન છે આ સામાન્ય વિજ્ઞાન Science નથી મહા વિજ્ઞાન Super Science છે તેથી આ મહામંત્ર શ્રી જૈન શાસનનો પ્રાણ છે

શ્રી જૈન શાસનનો રાજ માર્ગ મોક્ષની સાધના પૂર્ણપણે દર્શાવે છે આ શાસનમા શ્રી નવકાર મહામંત્રનું મહત્ત્વ ઘણુ છે

જેઓ આ મહામંત્રને પામ્યા છે તેમને ધન્ય છે, પામવાની જેમની મથામણ છે તેમને પણ ધન્ય છે

જેમને આ મહાવિજ્ઞાનનો પરિચય નથી તેમને સામાન્ય પરિચય કરાવવાનો અહિં પ્રયત્ન છે

આ પ્રેરનમાં જ્યાં સહેજ પણ સદ્ભાવના મળી ત્યાં યત્કિંચિત્ પણ મારા મારા નથી

અહિં વેરવિખેર રીતે જે કંઇ રજુ થયું છે તે પૂજ્ય શાસ્ત્રકાર મહાપુરૂષોના વચનામૃતો અનુભવીઓનો અનુભવ પ્રકાશ, આરાધકોની આરાધના વગેરેના આધારે છે આ કાર્યમાં અભ્યાસ નોંધો નવાં પ્રસંગો, પત્ર-વિનિમય અને જિજ્ઞાસુઓની પ્રશ્ન પરંપરા સહાયક બન્યા છે

આ લેખનમાં જ્યાં સદ્‌વિચારનો પ્રકાશ દેખાય તે અન્યને આભારી છે તે સર્વ પ્રત્યે હું કૃતજ્ઞતા ભાવ દર્શાવું છું જ્યાં જે કંઈ ખામી હોય તે મારી ઊણપ તથા અજ્ઞાનતાને લીધે છે સિદ્ધાંતથી વિરૂદ્ધ જે કાંઇ લખાયું હોય તે માટે હું મિચ્છામિ દુક્કડં દઉં છું -

લેખન તો માત્ર સમજણ આપી શકે યુક્તિ આપી શકે આ સમજણ આપણી પોતાની થયા વિના, આ સમજણ આચારમાં ઉતર્યા વિના આત્મશુદ્ધિ આત્મવિકાસ શક્ય નથી

કમનને નમ્યારેના આ પત્રો એકાદ સહૃદયી વાચકમાં વિચારનું નવું દ્વાર ઉઘાડે તોય બસ!

૭૩ અન સમાહ કોર્ટ,
મરીન ડ્રાઈવ
મુંબઇ-૧

કાન્તિલાલ મોહનલાલ

# પ્રકાશકનુ નિવેદન

રશિયન નિષ્ણાતો ભારતમા આવ્યા, ખભાત પાસે લુણેજ ગામે થોડા મહિનાના પણ એકધારા પરિશ્રમના ફળરૂપે ખનીજ તેલના ભડારો તેમણે શોધી કાઢ્યા

સર્વજ્ઞ ભગવતોએ પણ આપણને એવુ સ્થળ બતાવ્યુ છે જેમા ગોધના સુવર્ણરત્નથી પણ અધિક મૂલ્યવાન અને અખૂટ ખજાનો આપણે મેળવી શકીએ તે સ્થળ છે આપણો અતરાત્મા એમા પરમ પરમ શ્રદ્ધા અને સતત એકાગ્રતા સાથે ઉપયોગપૂર્વકના નમસ્કાર મહામત્રના જાપરૂપી તીક્ષ્ણ ડ્રીલીગ મશીનોને કામે લગાડી દો

પચ પરમેષ્ઠિની આરાધના એ એક જબ્બર ડ્રીલીગ મશીન છે અતર આત્મપ્રદેશમા પ્રવેશનાની સાથે આત્મા ઉપરના કુસસ્કારો તથા દુષ્કર્મોની માટી તથા પાણી ઉલેચાઈ જતા સાધુતાના દ્વારા ઊડા મા.શે પછી એના પેટાળમાથી સમ્યક્ દર્શન–જ્ઞાન–ચારિત્રના અપૂર્વ તેજ પૂજ પ્રગટ થશે ૯૦ દિવસ સુધી પચ પરમેષ્ઠિની આરાધનારૂપી ડ્રીલીગ મશીન ચાલુ રાખો બસ ત્યા એવો પાતાળ લો ફૂટી જવાનો કે એમાથી જે અમૃત ઉભરાશે તે તમારા અને સારાયે વિશ્વનુ કલ્યાણ કરશે

એક લાખ નમસ્કાર મહામંત્રની સતત ઉપયોગપૂર્વકની વિધિસર કરેલી આરાધના તીર્થંકર નામકર્મના હેતુ તરીકે જે શાસ્ત્રોમાં વર્ણવવામાં આવી છે તે આ રીતે ખૂબ જ સંગત થઈ જાય છે

— પ્રિયદર્શન'ના લેખમાંથી ઉદ્ધૃત.

શ્રી જૈન સાહિત્ય સભા શ્રી નમસ્કાર મહામંત્રનું વિજ્ઞાન એ નામનું બીજું પુષ્પ સમાજને અર્પે છે શ્રી ભાયખલા શેઠ મોતીશા જૈન રીલીજીયસ ચેરીટી ટ્રસ્ટ, શ્રી સેન્ડહર્સ્ટ રોડ શેઠ વાડીલાલ સારાભાઈ જૈન રીલીજીયસ ચેરીટી ટ્રસ્ટ, શ્રી લાલબાગ શેઠ મોતીશા જૈન રીલીજીયસ ચેરીટી ટ્રસ્ટ તથા શ્રી શાંતિનાથ મહારાજ જૈન રીલીજીયસ ચેરીટી ટ્રસ્ટ એ ચારે ટ્રસ્ટોના ઉદાર ટ્રસ્ટી સાહેબો તરફથી જ મળેલી. તેમાંથી પ્રથમ પુસ્તક અંગ્રેજીમાં 'The Philosophy of the Jains પ્રગટ કરવામાં આવ્યું છે આ પુસ્તક ઘણી જ પ્રશંસા પામ્યું છે તેમજ યોગ્ય વ્યક્તિઓને આ પુસ્તક ભેટ તરીકે મોકલવામાં આવ્યું છે આ બીજા પુસ્તકના લેખક શ્રી કિરણ ' (શ્રી કાન્તીલાલ મોહનલાલ શાહ) છે તેઓ પાટણના વતની છે અને તેમનો ધંધો શેર બજારનો છે તેઓ નાનપણથી તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનની અભિરુચિવાળા છે તેમના ઘણા મિત્રો તેમને 'એ બોર્ન ફીલોસોફર (A Born philosopher) તરીકે ઓળખે છે આ પુસ્તક લખવા પાછળ તેમણે દિવસોના દિવસો સુધી શ્રી નમસ્કાર મહામંત્રની ઊંડી વિચારણા કરી છે તેમનું આ લખાણ કેવું આધ્યાત્મિક અને મૌલિક છે તે સાદ્યંત વાંચી ગયા પછી વાચકને સમજાશે આ પુસ્તકના અનુસંધાનમાં તેઓની શ્રી નમસ્કાર મહામંત્રની સાધના માટેના પુસ્તકની તૈયારી કરી રહ્યા છે તેમાં વર્તમાન સમયમાં નમસ્કાર મહામંત્રની સાધના કરનારાઓને જે જે અનુભવો થયા છે તથા જૈન જૈનેતરોએ નમસ્કાર મહામંત્રના જાપથી જે કંઈ સિદ્ધિ મેળવી છે તેની સત્ય હકીકત એકઠી કરી તે પુસ્તકમાં

પ્રગટ કરે એવી અમારી તેમને ભલામણ છે આ કાર્યમાં તથા યશસ્વી નીવડો અને શાસનદેવ તેમને પ્રેરણા અને શક્તિ આપો એવી અમારી નમ્ર પ્રાર્થના છે

કાગળની સખ્ત મોંઘવારી તથા બીજી ચીજ આદિના ભાવ માના છતા આ સવાઆઠ ફોર્મના પુસ્તકની કિંમત નવા પૈસાની ઘણી જ નજીવી કિંમત રાખી છે જેથી સૌ કોઈ આ પુસ્તકનો લાભ લઈ શકે

વાંચનાર ભાઈ-બ્હેનોને અમારી નમ્ર વિનંતિ છે કે આ પુસ્તક ઓછામાં ઓછું ચાર થી પાંચ વાર વાંચી જાય

આ પુસ્તક સંબંધી આપશ્રીનો અભિપ્રાય લખી મોકલવા કૃપા કરશો

પ્રસ્તુત પુસ્તિકા સાદ્યંત જોઈ તેની પ્રુફ વિગેરે તપાસી જવા માટે શ્રીયુત ફતેહચંદ ઝવેરભાઈનો સપ્રેમ આભાર માનવામાં આવે છે

લિ. આપનો ધર્મબંધુ
કેશવલાલ નગીનદાસ શાહ
ઓનરરી સેક્રેટરી
શ્રી જૈન સાહિત્ય સભા

ઠે. તલાવાના ખીચીગ
ત્રીજે માળે
હુકાગ્યાન સુ મ૭ર
આસો સુ ૧૦ (દશેરા)
તા ૨૭-૧૦-૫૮

# આભાર દર્શન

જેમની અપાર કરુણા વડે
શ્રી નમસ્કાર મહામંત્ર ઉપર
સદ્ભાવ જાગ્યો

આ પરમ ઔષધ ઓળખાવનાર
આ સિદ્ધ રસ દર્શાવનાર
આ ચિંતામણિ રત્ન આપનાર

નિસ્પૃહ મહાપુરૂષ
જેઓશ્રી મારા પરમ ઉપકારી છે
તેમનો આભાર
અપંગ અને અપૂર્ણ શબ્દો
કઇ રીતે દર્શાવી શકે ?

ॐ

॥ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ ॥

પત્ર ૧

## પ્રશ્ન એટલે

## સરસ્વતીના રત્નભંડારની ચાવી

પ્રિય કમલ,

તારો પત્ર મળ્યો છે

શ્રી નવકાર મહામંત્ર સબંધી જાણવાની તને જે જિજ્ઞાસા થઈ છે તેથી આનંદ થયો છે

તારા પ્રશ્નો સુંદર છે, પરંતુ તેના પ્રત્યુત્તરો હું શું આપુ ? તે માટે મારો અધિકાર શું ?

અધિકાર ? હા ! કમલ, શ્રી નમસ્કાર મહામંત્ર માટે કંઈ પણ લખવું એ "અધિકાર" માગે છે, યોગ્યતા માગે છે, તે માટે ન મારામાં કંઈ યોગ્યતા છે, ન મારો કંઈ અધિકાર

તો પછી હું આ પ્રત્યુત્તર તને શા માટે લખું છું ?

શું તારા આગ્રહને વશ થાઉં છું ? ના ! ના ! હું તારી જિજ્ઞાસાને વશ થાઉં છું

કમલ ! હું જેને અત્યંત ચાહું છું તને માટે કોઈ પૂછે, તેનામાં રસ લે કે તેની વાત પણ કોઈ કાઢે ત્યારે મારું હૈયું આનંદથી નાચી રહે છે

મને જે પ્રિય છે, તેની પ્રત્યે ભાવ દર્શાવનાર સર્વ પણ મને પ્રિય છે

શ્રી પંચ નમસ્કાર મને અત્યંત પ્રિય છે તારા આગ્રહને વશ થઈને નહિ પણ શ્રી નવકાર માટેના તારા રસને લીધે આ પ્રત્યુત્તર હું લખું છું

ભલે તારી જિજ્ઞાસા સંતોષવા હું સફળ ન થાઉં, પરંતુ આ પત્રલેખનથી શ્રી નવકાર પ્રત્યે તારી ભક્તિ અંશ માત્ર પણ વધશે તો હું આ પ્રયત્ન સાર્થક ગણીશ

હમણાં શ્રી નવકાર માટે હું શું લખું ?

આ નવકાર સંસારમાં શ્રેષ્ઠ વસ્તુ છે સંસારથી પરની શ્રેષ્ઠ વસ્તુ અપાવનાર છે

## જિન શાસનનો સાર

जिण सासणस्स सारो
चउदस पुव्वाण जो समुद्धारो ।
जस्स मणे नवकारो
संसारो तस्स किं कुणइ ॥

શ્રી જૈન શાસનનો સાર તથા ચૌદ પૂર્વનો સમુદ્ધાર એવો નવકાર જેના મનમાં વસ્યો છે તેને સંસાર શું કરી શકે !

શા માટે શ્રી નમસ્કાર મહામંત્રને શ્રી જૈન શાસનનો સાર ( Digest ) કહ્યો ?

આવું મહાન શ્રી જૈન શાસન અને જો તેનો સાર શ્રી નવકાર હોય તો પછી નવકારની મહત્તા કેટલી !

(Supersonics & Ultrasonics) કરતા કેટલુ અધિક બળ તેમા રહેલુ છે?

સ્વર શકિત એટલે શુ? તેની અસરો કવી છે?

નમસ્કાર શુ છે? આ મત્ર શાથી શ્રી નમસ્કાર મહામત્ર કહેવાય છે?

જેમને નમસ્કાર કરવામા આવે છે તે શ્રી પચ પરમેષ્ઠિન સ્વરૂપ કેવુ છે? શ્રી પચ પરમેષ્ઠિને નમસ્કાર કરવાથી લાભ કઈ રીતે થાય?

આગળના પાચ પદો સાથે પાછળના ચાર પદોનો શુ સબધ છે? પાછલના ચાર પદો જેને "ચૂલિકા" કહે છ તેનુ મહત્ત્વ શુ છે?

શ્રી નવકારને સવ મગલોમા પ્રથમ મગલ કેમ કહ્યુ?

કમક્ષયની સાધનામા શ્રી નવકાર શી રીતે સહાયક થાય છે?

ગુણ અને ગુણીની અનુમોદનાનુ બળ કેટલુ છે?

આરાધનાનુ મહત્ત્વ શાથી છે?

કમલ! શ્રી નમસ્કાર મહામત્રને સ્પર્શતા વિચાર વિજ્ઞાનના કેટલાક મુદ્દાઓની આછી રૂપરેખા દોરવાનો આ પત્રોમા પ્રયત્ન છે

કદાચ મારા પત્રો તને ગણિતના પાઠ્ય પુસ્તક Text Book જેવા લાગશે કયાક પ્રશ્નો છે, કયાક ઉત્તરો છે સાધનાના હિસાબની રીત તારે ગણવાની રહેશે

સ્નેહાધીન
કિરણ

પત્ર ૨

## શ્રી નવકાર મંત્રમાં શું છે? શું નથી?

પ્રિય કમલ,

શ્રી નવકાર મંત્ર વિષે લખવા માટે મારે ઘણું ઉંચા પ્રકારનું જીવન કેળવવું જોઇએ

મારે મન શ્રી નવકારનું લેખન એક મહાન કાર્ય છે કોઈપણ મહાન કાર્ય વ્યક્તિનું સર્વસ્વ માગે છે A Great Work demands our Totality આવા કાર્યો અર્ધદગ્ધ અવસ્થામાં કઇ રીતે થઇ શકે!

તો પછી આ કાર્ય માટે પ્રાથમિક અગત્ય શાની છે?

જબ્બર શ્રદ્ધાની અતીવ ઉંચા પ્રકારની સમ્યક્ શ્રદ્ધાની

જેનામાં આવી શ્રદ્ધા છે તેનો આચાર, એ શ્રદ્ધા દ્વારા પ્રકટતા બળ વડે વિશુદ્ધ થાય છે

શ્રદ્ધા તથા ચારિત્ર દ્વારા મેળવાયેલી યોગ્યતાથી શ્રી નમસ્કાર મહામંત્ર માટેનું લેખન થઇ શકે

મારા આ પત્રોને તું શ્રી નમસ્કાર મહામંત્ર માટેનું લેખન ન માનીશ તારી જિજ્ઞાસાને જાગૃત કરવાનો આ

સામાન્ય પ્રયત્ન છે જો આ પ્રયત્ન વડે શ્રી પચ પરમેષ્ઠિ પ્રત્યે તને બહુમાન જાગશે તો મારૂ લેખન સાથક ગણીશ

કમલ ! શ્રી નવકાર માટે હું શુ લખુ ! આ મહા મત્રનુ વિજ્ઞાન અનેક મહાપુરૂષોએ આગમથી, ગુરુપરપરાથી તથા સ્વાનુભવથી દર્શાવ્યુ છે

શ્રી નમસ્કાર મહામત્રનુ રહસ્ય દર્શાવતા આ શાસ્ત્રો રાણકપુરના મહામદિર કે દેલવાડાના જિનભવનો જેટલુ જ ગૌરવ ધરાવે છે ત્યા સમ્યક્ શ્રદ્ધાને ચરણે શિલ્પની રચના ધરી છે અહિ સમ્યક્ શ્રદ્ધાને ચરણે શબ્દની રચના ધરી છે

શ્રી જિનેશ્વર ભગવત પ્રત્યેનો ભક્તિભાવ કોઈ એક રીતે રજુ કરે, કોઇ બીજી રીતે રજુ કરે

આગ્રાનો તાજમહાલ સાસારિક પ્રેમનુ પ્રતીક છે દેલવાડાના જિનપ્રાસાદો ધર્મપ્રેમનુ પ્રતીક છે અને આ મહાશાસ્ત્રો તત્ત્વ પ્રેમનુ પ્રતીક છે

## શ્રી નમસ્કાર મહામત્રમા શુ નથી ?

શ્રી નમસ્કાર મહામત્ર માત્ર મત્ર નથી "મંત્ર" તો છે જ, "યત્ર" પણ છે અને "તત્ર" પણ છે

શ્રી નમસ્કાર મહામત્રમા શુ છે ? એ પ્રશ્ન કરતા "નમસ્કાર મહામત્રમા શુ નથી ?" એ પ્રશ્ન મહત્ત્વનો છે.

આધ્યાત્મિક આરાધનાને ઉપયોગી એવુ કયુ તત્ત્વ શ્રી નમસ્કાર મહામત્રમા નથી ?

આ પાચને કરેલો નમસ્કાર સવ પાપોનો મૂળથી નાશ કરનાર અને નર્વ મગલોમા પ્રથમ મગલરૂપ થાય છે

પ્રથમના પાચ પદના કુલ અક્ષર પાત્રીસ છે જેમા ગુરુ અક્ષર ત્રણ અને લઘુ અક્ષર બત્રીસ છે

પાછળના ચાર પદ શ્રી નમસ્કાર મહામત્રની ચૂલિકા કહેવાય છે તેના કુલ અક્ષર તેત્રીશ છે જેમા ગુરુ અક્ષર ચાર અને લઘુ અક્ષર ઓગણત્રીસ છે

અડસઠ અક્ષરના આ મહામત્રના પ્રત્યેક અક્ષ મા અદ્દભુત રહસ્યો ભર્યા છે

## અક્ષરોનુ રસાયણ વિજ્ઞાન

Higher Chemistry of Words

કમલ, આ પદો અને ગુરુ અક્ષર, લઘુ અક્ષર તથા કુલ અક્ષરની સખ્યાઓનુ મારૂ લેખન તને નિરથક લાગશે

શ્રી નવકાર મત્ર છે, મહામત્ર છે

શ્રી નવકાર શાસ્ત્ર છે, મહાશાસ્ત્ર છે

આ નવકારને શ્રી પચ મગલ મહાશ્રુતસ્કધ કહ્યો છે

તેમાના પ્રયેક અક્ષરનુ બહુ મૂલ્ય છે પ્રત્યેક પદમાની અક્ષર સખ્યાનુ પણ મહત્ત્વ છે

અર્વાચીન વિજ્ઞાન દ્વારા જે સ્પુટનિકને અવકાશમા મોકલાય છે તેમા એકેય રજુ વધારે ન હોય કે ઓછો ન હોય તેની કાળજી રખાય છે

શ્રી નવકાર મંત્ર મોક્ષપદે લઇ જનાર સ્પુટનિક છે તેમાનો પ્રત્યેક અક્ષર આ મહામાર્ગના પ્રયાણમા સહાયક થવા માટે સાર્થક છે

પ્રત્યેક પદની અક્ષર સખ્યાનુ શુ કઇ મહત્ત્વ છે?

શુ કુલ અડસઠ અક્ષરની ભેગી અસર Composite Effect કઈ વિશેષ છે?

પદોની ગોઠવણ આ ક્રમે શા માટે?

ચોક્કસ અક્ષરો અને ચોક્કસ શબ્દોના ઉપયોગ પાછળ શુ કઇ વિશિષ્ટતા છે?

આવા પ્રશ્નો આપણે અન્યત્ર વિચારીશું

હમણા ! તુ ન ભૂલે કે શ્રી નમસ્કાર મહામત્રના પ્રત્યેક અક્ષરમા અચિન્ત્ય શક્તિ રહસ્ય સમાયેલુ છે આ સમજણ માત્ર ચર્ચાથી પ્રાપ્ત નહિ થાય, અનુભવથી ઉઘડશે

અને આ શક્તિનુ પ્રાકટ્ય તો ક્રમશ પ્રયત્નપૂર્વક થશે શ્રી નવકારની સાધનાદ્વારા થશે

પ્રત્યેક શબ્દમા–અક્ષરમા જે શક્તિ અવ્યક્તપણે રહેલી છે તે શક્તિ સાધકની શુદ્ધિ Purity અને જાગૃતિ Awareness અનુસાર પ્રસ્ફુરિત થશે, પ્રકટ થશે

આ અક્ષરોનુ, આ અક્ષર સખ્યાનુ મહત્ત્વ ઘણું છે

## શ્રી નવકારનો પરિચય

કમલ! આ લેખન દ્વારા શું હું શ્રી નવકારનો સામાન્ય પરિચય પણ આપી શકીશ? શું એ સંભવિત છે? શું એ શક્ય છે?

જેમ સામાન્ય વ્યક્તિના પરિચય માટે તેનો દેખાવ, રૂપ, રંગ, અંગ પ્રત્યંગ, નામ વગેરે સહાયક છે તેમ શ્રી નમસ્કાર મહામંત્રની તર્ક તથા યુક્તિ દ્વારા બુદ્ધિપૂર્વકની સમજણ ઉપયોગી છે

પરંતુ શું નામ ક રૂપ માત્રથી આપણે વ્યક્તિનો સાચો પરિચય પામી શકીએ? શું માત્ર નામ રૂપ દ્વારા સાચો પરિચય શક્ય છે?

શ્રી નવકારનો સાચો પરિચય માત્ર સાધના વડે થશે

એક વિદ્વાન પોતાના બુદ્ધિવૈભવથી શ્રી નમસ્કાર મહામંત્રને જે રીતે જાણે છે, સમજે છે તેથી વધુ જીવંત રીતે એક આરાધક જેણે આ મહામંત્રની આરાધના કરી છે, તે અનુભવે છે

કમલ! આપણા પ્રયત્નો શ્રી નવકાર સંબંધી વિગતો ભેગી કરવાના છે ઇચ્છું છું કે આમાંની એકાદ વિગત પણ તને આરાધના માટે પ્રેરણા આપે

સ્નેહાધીન
ચિ. ભા.

# ધ્વનિ વિજ્ઞાન
## Science of Sound

પ્રિય કમલ,

કેટલાક વર્ષ પહેલા સ્વીડનની રાજધાની સ્ટોકહોમમા એક સગીત સમેલન થયુ હતુ તેમા એક વિચિત્ર ઘટના બની

પ્રખ્યાત સગીતકાર ટેસ્કોવસ્કીની "પેથેટીક" Pathetic નામની ધૂન ઓરકેસ્ટ્રા પર વાગી રહી હતી, ત્યારે કલેરી યોનેટ નામનુ વાદ્ય વગાડનાર સગીતકાર મૃત્યુ પામ્યો, તેની લાશ તેના વાજા પર પડી હતી

## મૃત્યુ રાગિણી

ઈગ્લેડમા પણ ટેન્કોવસ્કીની આ ધૂન વગાડતા આ પ્રમાણે જ બે દુખદ પ્રસગો બન્યા હતા

જીવનના છેલ્લા વર્ષોમા કલાકારે આ ધૂન રચી હતી ઈ સ ૧૮૯૩મા ૫૩ વર્ષની વયે ટેસ્કાવસ્કીનુ મૃત્યુ થયું એમ કહેવાય છે કે પોતાના મૃત્યુનો આભાસ ટેસ્કોવસ્કીને આગળથી થયો હતો

ભાવી મૃત્યુની આગાહીમાથી પ્રેરણા પામીને ટેન્કો વસ્કીએ પોતાની આ 'પેથેટિક" ધૂન રચી હતી

"નોટિંગહેમ સિમ્ફનિ ઓરકેસ્ટ્રા" એ આ ધૂન

વગાડતા પોતાના બે સંગીતકારો ગુમાવ્યા ત્યારે આ ધૂન વગાડવી બંધ કરી

કમલ ! સંગીતના સ્વરો વગા ના તથા સાભળનાર ઉપર જબ્બર અસર કરે છે

સુપ્રસિદ્ધ સંગીતકાર આટુ રો ટેન્ગેનિની બે પત્નીઓ સંગીતના ઘાતક સ્વરોથી મૃત્યુ પામી હતી આવી મૃત્યુ રાગિણીમા ન જાણે કયા કઇ રીતે કેવા સ્વરો વણાયા હોય છે, જે ઘાતક બને !

## ધ્વનિ તરંગોની અસર

### Effects of Sound Waves

યૂનાની કથાઓમા એવા સંગીતનુ વર્ણન મળે છે, જે સાભળવાથી શ્રોતાઓ બેભાન બની જતા અને કયારેક મૃત્યુ પામતા

"દશકુમાર ચરિત્ર"મા એક કથા છે કે એક ગાયક પોતાની રાગિણીઓથી કટનાક કસ્માત રોગો મટાડતો

કહેવાય છે કે બૈજુ બાવરાનુ સંગીત સાભળી હરણો આવતા આ યુગના પણ એવા ઘણા ઉદાહરણો સભળાય છે મિયા ગુલામ રસુલ ગાતા ત્યારે બુલબુલ પક્ષીઓ તેની આસપાસ એકઠા થતા, તે વાત પ્રસિદ્ધ છે

પશુઓ પર સંગીતના પ્રભાવનુ, ધ્વનિ તરંગોની શક્તિનુ એક જ્વલંત ઉદાહરણ આ રહ્યુ

એકવાર સંગીતમાર્તંડ પંડિત ઓંકારનાથજી ઠાકુર લાહોર ગયા. લાહોરના Zoo પ્રાણી ઘરમાં એક વિકરાળ વાઘ આવ્યો હતો. તેની ગર્જનાઓથી ત્યાં આવનારા ધ્રુજી ઉઠતા.

પંડિતજીએ વાઘને વશ કરવા માટે સંગીતનો પ્રયોગ કર્યો. પંડિતજીના ગળામાંથી મધુર સ્વર જેમ જેમ નીકળતા ગયા, તેમતેમ વાઘની ગર્જનાઓ ધીમી થતી ગઈ છેવટે આ જંગલી પશુ પાંજરાના નળીઆમાંથી પંજા બહાર કરી પાળેલા કુતરાની જેમ પંડિતજી સામે જોઈ રહ્યું.

પશુઓને વશ કરનારી ધ્વનિતરંગોની શક્તિમાં જે તાકાત છે તો પછી તે કયારેક માનવ હૃદયમાં સુષુપ્ત ભાવોને જાગૃત કરે, કયારેક ચિત્ત વૃત્તિઓને શાન્ત કરે કે કયારેક મનને એકાગ્ર કરે, તેમાં શું આશ્ચર્ય !

સંગીતની જુદી જુદી અસરો ધ્વનિમાં રહેલી વિલક્ષણ શક્તિને લીધે છે.

## સંગીતથી રોગ નિવારણ !

પંડિત ઓંકારનાથજીએ એકવાર કહ્યું હતું કે —

"શરીરમાં સાત ધાતુઓ છે જેના સાત રંગ છે જે સાત રંગ સ્વરોના છે, તે સાત રંગ સૂર્યના કિરણોમાં છે સૂર્યના સાત ઘોડા કહેવાય છે.

જો સૂર્ય કિરણોના રંગથી પ્રભાવિત જળ દ્વારા રોગ મટી શકે, તો શા માટે સાત સ્વરો દ્વારા રોગ ન મટે?

આપણે જાણવું પડશે કે કઈ ધાતુ રોગીના શરીરમા નબળી પડી છે? તે ધાતુનો કયો રગ છે? આ રગના સ્વરનુ સગીત જો રોગીને સાભળવા મળે તો તે રાગ મુક્ત થઈ શકે

રશિયન વૈજ્ઞાનિક પ્રોફેસર એરા બી કોદાકે સગીત દ્વારા આખોની બિમારી દૂર કરવાના મહત્ત્વ પ્રયોગો કર્યા છે સગીતની સારવારથી ઓછુ થતુ આખોનુ તેજ પચીસ ટકા સુધર્યું છે

ફ્રાસમા દાતના રોગો ઉપર સગીત દ્વારા કેટલાક અદ્દભુત પ્રયોગો થયા છે

ન્યુયોર્કના વિલેવ હોસ્પિટલના ડો એવ એસ બેદરે સ્વભાવથી સખ્ત તોફાની બાળકોને સગીતની માવજતથી શાત બનાવ્યા છે

બ્રુકલિનની આખ અને કાનની હોસ્પિટલના ચિકિત્સક ડો એ એફ ચાડમેન કહે છે કે —

"કેટલાક દર્દીઓ ઓપરેશનના નામ માત્રથી ભય પામે છે જ્યારે ઓપરેશન કરવાનુ હોય છે ત્યારે ગ્રામો ફોન ઉપર ચોક્કસ પ્રકારના સગીતની રેકર્ડો વાગે છે ઈયરફોન દર્દીના કાને લગાડવામા આવે છે આ મધુર સ્વરલહરીથી સાધારણ દુ ખની અસર થતી નથી"

ફ્રાન્સ અને અમેરિકાની સ્વાસ્થ્ય ઔષધ પ્રયોગ શાળામા સેકડો વૈજ્ઞાનિકો સ્વરશક્તિની ભાવિ ઉપયોગિતા માટે અનેક પ્રયોગો કરી રહ્યા છે

સુપ્રસિદ્ધ અગ્રેજી પત્ર "લેન્સેટ" મા એક જર્મન

ઔષધવિશેષજ્ઞ લખે છે કે —

" સગીતમા એટલી બધી સભાવનાઓ સ્પષ્ટ દેખાય છે કે નજીકના ભવિષ્યમા રોગીને જોવા માટે ડૉક્ટરોએ સ્ટેથોસ્કોપ (શરીર તપાસવાની ભૂગળી) અને દવાની પેટી સાથે ગ્રામોફોન તથા ભિન્નભિન્ન રાગરાગિણીઓની રેકર્ડો પણ રાખવી પડશે "

ધ્વનિ તરગનુ વિજ્ઞાન

Science of the Sound waves

આજે વિજ્ઞાને ધ્વનિ તરગોની શક્તિ માટે કેટલુક નશોધન કર્યુ છે ગઈ સદીમા શ્રી જે ડબલ્યુ કીલીએ ધ્વનિ તરગોથી પથ્થરના ટૂકડે ટૂકડા કરી બતાવ્યા હતા પરતુ કીલીનુ રહસ્ય તેના મૃત્યુ પછી તેની સાથે ગયુ

છેલા કેટલાક વર્ષોથી આધુનિક વિજ્ઞાનને ધ્વનિ તરગોના વિષયમા નવુ જાણવાનુ મળ્યુ છે

પ્રકાશ કિરણો Light Rays બ્રહ્માડ કિરણો Cosmic Rays, " ક્ષ " કિરણો X Rays ધ્વનિ તરગો Sound Waves વગેરેની અસરો માનવીના શરીર પર પડે છે

આ દિશામા સશોધન કરી આજે ઇગ્લેડ અને અમેરિકામા ધ્વનિ ચિકિત્સા Sound Therapyથી રોગો મટાડવાના પ્રયોગો થઈ રહ્યા છે

અણુશક્તિ અને ધ્વનિશક્તિ

Nuclear Energy and Sound Energy

સર ઓલીવર લોજ નામના વૈજ્ઞાનિકે કહ્યુ છે કે -

"જો યોગ્ય સંશોધન કરવામા આવે તો અણુશક્તિના વિનાશને રોકવાની તાકાત સંગીતના, ધ્વનિશક્તિમા છે પાણીના એક ટીપાના અણુઓને તોડીને જો તેનો ઉપયોગ કરવામા આવે તો આખા ન્યુયોર્કને એક વર્ષ સુધી વિદ્યુતશક્તિ મળી રહે '

જેમ અણુની અંદર ગુપ્તપણે રહેલી શક્તિને આધુનિક વૈજ્ઞાનિકોએ જાગૃત કરી છે તેમ ધ્વનિની અંદર અકલ્પનીય અદ્ભુત શક્તિ રહેલી છે તેનુ જ્ઞાન પ્રાચીન કાળમા આપણને હતુ તે મંત્રશક્તિ કહેવાય છે

ક્રમશ ! જો સામાન્ય મનુષ્યની વ્યક્તિઓ દ્વારા રચાયેલા સંગીતના ધ્વનિશક્તિની આશ્ચર્યકારક અસર છે, તો શ્રી સર્વજ્ઞ વીતરાગ દેવે જેને મહામંત્ર કહ્યો છે, તેવા એક મંત્રમા પણ આપણને ભગવાનની ઉચ્ચ શક્તિ હોય તેમા શી નવાઈ !

આ પત્રમા ધ્વનિશક્તિનો સામાન્ય પરિચય આપ્યો છે

ધ્વનિશક્તિનો વિશેષ પરિચય શુ ?

શબ્દધ્વનિ અને અશબ્દધ્વનિ વચ્ચે આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ શુ તફાવત છે ?

આ સંબંધી અન્ય પત્રમા લખીશ

સ્નેહાધીન
[illegible]

## અશ્રાવ્ય ધ્વનિનુ રહસ્ય

પ્રિય કમલ,

ધ્વનિ તરંગ બે પ્રકારના માનવામા આવે છે માનવની કર્ણેન્દ્રિય સાભળી શકે તે શ્રાવ્ય ધ્વનિ કહેવાય છે માનવની કર્ણેન્દ્રિય જે ન સાભળી શકે એવા ધ્વનિ તરંગને અશ્રાવ્ય ધ્વનિ કહેવાય છે આજના વૈજ્ઞાનિકો આ વિજ્ઞાનને અશ્રાવ્ય ધ્વનિ વિજ્ઞાન Supersonics and Ultrasonics કહે છે

આજનુ વિજ્ઞાન આ દિશામાં પ્રયોગો કરી રહ્યુ છે વૈજ્ઞાનિકો માને છે કે અશ્રાવ્ય ધ્વનિમા અણુબોમ્બથી વિશેષ શક્તિ રહેલી છે

અશ્રાવ્ય ધ્વનિ વડે એક ગ્લાસ ભરેલુ પાણી પાચ મિનિટમા ઉકળે છે ચાર સેકડમા રૂ સળગી ઉઠે છે

પાણીથી પારો ઘણો ભારે છે પાણી અને પારો એક બીજા સાથે ભેગા થતા નથી અશ્રાવ્ય ધ્વનિ વડે ત્રણ ચાર સેકડમા પાણી અને પારો ભેગા થઈ શકે છે, જે જુદા જુદા પદાર્થોની મેળવણી Mixingમા મહિનાઓ લાગતા તે કાય હવે અશ્રાવ્ય ધ્વનિની સહાયથી થોડી મિનિટોમા શક્ય બને છે

એક એવું યંત્ર બનાવવામા આવ્યુ છે કે જેમાથી નીકળતા અશ્રાવ્ય ધ્વનિના તરંગો Vibrations of Sup-

ersonics એક હજાર ફુટ આસપાસમા રહેલા માનવી પર તે ન જાણે એવી રીતે વિચિત્ર અનન્ય કરે છે આ તરંગોના વિસ્તારમા રહેલી વ્યક્તિને વિચિત્ર પ્રકારની ભયની લાગણી ઉત્પન્ન થાય છે પોતાને કોઈ બિમારી થઈ ગઇ હોય એવું તેને લાગે છે

અશ્રાવ્ય ધ્વનિના તરંગોની સહાયથી દૂધ ફળ વગેરે ઘણા દિવસો સુધી બગડયા વિના રહી શકે છે રશિયામા અશ્રાવ્ય ધ્વનિના નિષ્ણાતો આ તરંગોનો ઉપયોગ એતી માટે કરી રહ્યા છે તેનાથી પચાસ ટકા પાક વધુ થાય છે તથા કેટલાક ફળો જલ્દી ઉગે છે

અમેરિકામા વસ્ત્રોનો મેલ દૂર કરવા માટે અશ્રાવ્ય ધ્વનિ તરંગો ઉપયોગમા લેવાઇ રહ્યા છે સાબુના ઉપયોગ વગર વસ્ત્રો જલ્દીથી ઓછા ખર્ચમા સ્વચ્છ થશે

આ તરંગોની મદદ વડે વિમાની મથકો ઉપરથી ધુમ્મસ કેવી રીતે દૂર થઇ શકે અને કોઇ પણ ઋતુમા વિમાનો સરળતાથી ઉતરી શકે તે માટે આજે પ્રયોગો થઇ રહ્યા છે

ભિન્ન ભિન્ન બિમારીઓમા અશ્રાવ્ય ધ્વનિના ઉપયોગ માટે સંશોધન ચાલી રહ્યુ છે, વિશેષ સફળતા પ્રાપ્ત થતા કોઈ પણ પ્રકારનું ઓપરેશન શરીર ચીર્યા વગર થઈ શકશે

કમલ। શ્રાવ્ય ધ્વનિ અને અશ્રાવ્ય ધ્વનિના આ અર્વાચીન ચમત્કારો ધ્વનિની વિશાળ શક્તિ દર્શાવે છે

ધ્વનિની આ શક્તિ પ્રત્યેક પદાર્થ પર અસર કરે છે

## માનવ શરીર એક અદ્દભુત યંત્ર

Electro Magnetic Human Field

પ્રત્યેક પદાર્થ અનંતા પરમાણુઓ ભેગા મળીને બનેલો છે આજનુ પદાર્થ વિજ્ઞાન Physics જણાવે છે કે સૂક્ષ્માતિસૂક્ષ્મ અણુપરમાણુઓ Protons, Neutrons Electrons વગેરેનુ આ વિશ્વ બનેલુ છે

ધ્વનિથી ધ્વનિ તરંગો Waves ઉત્પન્ન થાય છે આ તરંગો તીવ્ર અથવા કોમળ હોય છે વધુ શક્તિવાળા ધ્વનિ તરંગો પદાર્થના પરમાણુઓની ગતિમા ફેરફાર કરી શકે છે

આ વિશ્વમા પ્રત્યેક ધ્વનિથી તરંગ જાગે છે અને તરંગથી કોઇ પણ પદાર્થના પરમાણુઓની ગતિ ઉપર અસર થાય છે

માનવ શરીર એક અદ્દભુત યંત્ર છે આ યંત્રની પૂર્ણ રચનાથી આજે આપણે અજાણ છીએ માનવ શરીરમા રહેલી વિસ્મયજનક શક્તિઓની આપણને કલ્પના નથી મન શક્તિના સામાન્ય પ્રયોગો પણ આશ્ચર્યજનક લાગે છે આત્મશક્તિનુ સંપૂર્ણ પ્રાકટ્ય તો કેટલાકોની કલ્પનાથી પણ પરનુ સત્ય છે

સર્વ શક્તિઓ પૂર્ણ પણે પ્રગટવી માનવ દેહ Human Body દ્વારાજ શક્ય છે શાસ્ત્રોએ કથેલી માનવ ભવની મહત્તા પાછળ ઘણુ ઊંડુ વૈજ્ઞાનિક સત્ય સમાયેલુ છે

શરીરના મસ્તિષ્ક, હૃદય, મેરુદંડ વગેરે મુખ્ય અવયવો, રક્તકણો, સૂક્ષ્મ નાડીઓ તથા જેને આજનું વૈદક વિજ્ઞાન હજી જાણી શક્યું નથી એવા સ્થૂલ સૂક્ષ્મ દેહ પ્રદેશો Gross and sublte unexplored regions of the Human Body આ સર્વે મંત્ર ઉચ્ચારણથી વિશુદ્ધ બને છે આ પ્રમાણે મંત્ર જાપથી કાયયોગની, વચનયોગની અને મનોયોગની શુદ્ધિ થાય છે.

શ્રી નમસ્કાર મહામંત્ર જ્યારે દેહના અણુઅણુમા વ્યાપ્ત બને છે, વાણીમા વાસિત થાય છે અને મન સાથે તાદાત્મ્ય પામે છે ત્યારે સાધકના કર્મમળોને ભસ્મ કરે છે

પ્રત્યેક વ્યક્તિના શરીરમાથી ચોક્કસ પ્રકારના કિરણો Human Radiations નીકળે છે આ કિરણો વ્યક્તિના વિચારો અનુસાર ભિન્નભિન્ન હોય છે આ સબંધી વિસ્તૃત વિવેચન કયારેક કરીશું

પ્રત્યેક વ્યક્તિની આસપાસ તેનું વાયુમંડળ Aura આ કિરણોનુ બનેલુ છે મંત્ર સાધના વડે આ વાયુમંડળની, વ્યક્તિની આકર્ષણ વિકર્ષણ શક્તિઓ વધે છે Electro magnetic human field becomes more Powerful તેથી તપસ્વીના શ્રાપથી, કે તેના શબ્દ માત્રથી સાધકના આશીર્વચનથી ઈચ્છામાત્રથી પરમાણુઓમા તીવ્ર ગતિ ઉત્પન્ન થાય છે અને બાહ્ય વાતાવરણ Physical Planeમા આપણને આશ્ચર્યજનક લાગે તેવી ઘટનાઓ બને છે

તપસ્વીઓના, સાધુ પુરુષોના, યોગીજનોના શબ્દો પણ સાકાર રૂપ ધારણ કરે છે

કમલ! શ્રાવ્ય ધ્વનિ કે અશ્રાવ્ય ધ્વનિમા અક લ્પનીય શક્તિ રહેલી છે અનુભવી જાણે છે કે વસ્તુના સર્જનની કે વિનાશની ચાવી આ ધ્વનિ તરંગોમા છુપા યેલી છે

ધ્વનિ શક્તિથી મોટી સત્તામા મ ત્રસિદ્ધ યોગી પુરુષ એક પદાર્થનુ સર્જન કરી શકે છે અને એક પદાર્થનો તત્કાલ વિનાશ પણ કરી શકે છે

ધ્વનિશક્તિ પદાર્થનુ, વ્યક્તિનુ કે પરિસ્થિતિનુ આકર્ષણ અથવા વિકર્ષણ કરવાની ગજબ તાકાત ધ રાવે છે

શ્રી નમસ્કાર મહામ ત્રની શક્તિઓ અન્ય મ ત્રો કરતા વિશિષ્ટ છે આ શક્તિઓ જાપ દ્વારા, ધ્યાન દ્વારા, લય દ્વારા કાર્યકારી થાય છે

કમલ ! શ્રી નવકારના જાપમા એવી શક્તિ છે કે જાણેઅજાણે તેનુ રટણ કરનારને સાધના મા ર્ગની સમીપ અવશ્ય લાવી મૂકે જીવનના ઉત્થાન માટે પ્રેરક બળોનો આપોઆપ સમન્વય થાય આત્મપ્રકાશ પ્રગટાવવામા સહાયક તત્ત્વોની જે ખોટ, વ્યક્તિના માત્ર સ્વ પ્રયત્ને પૂરી શકાતી નથી તે પૂરવાનુ અચિન્ત્યશક્તિવાળુ સામર્થ્ય શ્રી નમસ્કાર મહામ ત્રના જાપમા રહેલુ છે

સ્નેહાધીન
કિરણ

## મંત્રશક્તિ

પ્રિય કમલ,

મંત્રમા અનેક પ્રકારની શક્તિઓ હોય છે ધ્વનિ શક્તિ તેમાની એક છે

વિવિધ પ્રકારની શબ્દરચના Chemistry of Words નુ મહત્વ ઘણુ છે, પરંતુ ભિન્નભિન્ન અક્ષરોના જોડાણ Chemistry of Letters થી થતી અસરો અને પ્રતિ અસરો જાણવી ઘણી કપરી છે

મંત્રશક્તિ તથા મંત્ર સાધનાની વાતોમા ઘણાને રસ હોય છે કદાચ મંત્રશાસ્ત્ર સબંધી વિગતોનો પરિચય પણ કેટલાકને હશે પરંતુ વિષયનુ તલસ્પર્શી શાસ્ત્રીય જ્ઞાન, જપ દ્વારા કર્મમળોને દૂર કરવાનુ સચોટ માર્ગદર્શન તથા તે માર્ગનો સ્વાનુભવ સર્વને સુલભ નથી

### આધુનિક કેળવણી અને મંત્રશક્તિ

પ્રાચીન ભારતના આત્મ વૈજ્ઞાનિકોને આ વિદ્યાનુ સંપૂર્ણ જ્ઞાન હતું કાળક્રમે અન્ય અનેક અમૂલ્ય ગૂઢ વિદ્યાઓની માફક આ વિદ્યા પણ વિસરાતી ગઈ

નવી કેળવણી લીધેલો વર્ગ આજે આ શાસ્ત્ર પ્રત્યે, આ વિદ્યા પ્રત્યે ઉપેક્ષા ભાવથી જુએ છે, તેને વહેમ ગણે છે જપ કરનારા સાધકોને અભણ Uneducated કહે છે

બોલવા ? સાભળનારા સમજી શકે અને તેમનો ભાવ જાગૃત થાય !'

આપણને મ ત્રશક્તિનુ જ્ઞાન નથી શબ્દના સ્પદનો, શ્રાવ્ય ધ્વનિ અને અશ્રાવ્ય ધ્વનિના કપનો Vibrations ની સમજણ નથી અક્ષરોના પરસ્પર મિશ્રણથી થતા સર્વ અર્થો તથા અસરોનુ આપણને ભાન નથી જો આ સર્વ જ્ઞાન આપણને હોત તો સ્પષ્ટ સમજાત કે પ્રાચીન સૂત્રોની રચના, ધ્વનિશક્તિ, શબ્દ શક્તિ, મ ત્ર શક્તિના સૂક્ષ્મ નિયમોના આધારે થઇ હતી પ્રત્યેક સૂત્રના પ્રત્યેક વર્ણનુ, શબ્દનુ અને તેથી ઉત્પન્ન થતા અર્થનુ, ધ્વનિનુ ઘણુ મહત્ત્વ છે

આ ઉચ્ચારણ Expression પાછળના ભાવની સૂક્ષ્મ અસરો Subtle Effects તો છે, પરતુ સ્થૂલ અસરો Gross Effects પણ છે જ

શાસ્ત્રકાર મહાપુરૂષોએ એક એક સૂત્રમા સૂક્ષ્મ ધ્વનિ વિજ્ઞાનના નિયમાનુસાર મ ત્રો કઈ રીતે ગૂથ્યા છે ? તેના ઉચ્ચાર માત્રની કયા કેમ શુ અસરો થાય છે ? તેનુ વિવેચન અહી અપ્રસ્તુત છે

## મ ત્રવિદ્યા અને અન્ય વિદ્યાઓ

પરતુ મ ત્રવિદ્યા સામાન્ય વિદ્યા નથી વૈદક Medicine, સગીત Music, ચિત્રકલા Paintings, ઉડ્ડયનવિદ્યા Aero dynamics જેવી સામાન્ય કલાઓમા પારગત થવુ હોય તો વર્ષોના વર્ષો જોઈએ છે તો પછી જપની સાધનામા કેટલી

શક્તિ, કેટલો સમય, કેટલી એકાગ્રતા, કેવું સમર્પણ, કેવો સંયમ અને કેવું તપ અગત્યના હશે?

## પરીકથા

સો વર્ષ પહેલા અણુશક્તિ Atomic Energy ની વાત હાસ્યાસ્પદ ગણાઈ હોત તે કાળના પોતાને વૈજ્ઞાનિક ગણાવનાર લોકોને વિદ્યુતશક્તિ Electricity and Electronics આજે જે કાર્યો કરે છે તેની શક્યતા પણ પરીકથા જેવી લાગત એકવાર અશક્ય લાગતા કાર્યો આજે શક્ય બન્યા છે

આપણને પ્રાચીન મંત્રશક્તિની વાતો, જપસાધનથી પ્રાપ્ત સિદ્ધિના ઉલ્લેખો પણ પરીકથા જેવા લાગે છે પરંતુ આજે આધુનિક વિજ્ઞાનને સમજાય છે કે ધ્વનિમાં અચિન્ત્ય શક્તિ રહેલી છે શ્રાવ્ય ધ્વનિ કરતા અશ્રાવ્ય ધ્વનિનું બળ વિશેષ છે અત્યાર સુધીનું ધ્વનિવિજ્ઞાનનું સંશોધન મંત્રશક્તિના મહાસાગરનું એક બિંદુ માત્ર છે મૌક્તિક નહિ, જળબિંદુ માત્ર છે

આ કથન કેટલાકને પરીકથા જેવું લાગશે પરંતુ આ એક વૈજ્ઞાનિક સત્ય છે

## પરમ તેજસ્વી મંત્ર

પ્રાચીન ભારતમાં ઉચ્ચા પ્રકારની સર્વ સાધનાઓ માત્ર મોક્ષના હેતુ માટે કરવામાં આવતી સાધનામાર્ગમાં મંત્રયોગ–મંત્રનો જપ એક અગત્યનું સાધન ગણાયું છે

શ્રી નમસ્કાર મહામંત્ર આ માર્ગનું શ્રેષ્ઠ અને સરળ સાધન છે

અનુભવીઓ જાણે છે કે આ મહામંત્ર ઘણો તેજસ્વી મંત્ર છે શ્રદ્ધા, ભક્તિ અને એકાન્તિક નિષ્ઠાથી તેનો જાપ કરનારને શું અપ્રાપ્ય છે?

किं मन्निएण बहुणा ?
तं नत्थि जगम्मि ज क्रिर न मक्को ।
काउं त्म्स नियाण
भत्ति पन्त्तो नमुक्कारो ॥

'વળી બહુ વર્ણન કરવાથી શું? આ જગતમાં એવું કંઈ જ નથી, કે જે ભક્તિપ્રયુક્ત આ નવકાર વડે જીવોને પ્રાપ્ત ન થાય'

શ્રી નવકાર, મહામંત્ર છે કારણ કે તે વડે જે પંચ મહાસત્ત્વોની આરાધના કરવામાં આવે છે તે, આ વિશ્વના શ્રેષ્ઠ આત્માઓ છે

સારીય જીવસૃષ્ટિમાં માનવીથી ઉચ્ચ કોઈ નથી અને સર્વ માનવીઓમાં આ પાંચ ભૂમિકાઓને પામેલાથી ઉચ્ચ કોઇ નથી

સમગ્ર જગતનો સાર શ્રી પંચપરમેષ્ઠિ છે તેમની આત્મસૌરભ વડે, તેમના ધર્મ વડે આ વિશ્વની વ્યવસ્થા ચાલી રહી છે

શ્રી પંચપરમેષ્ઠિની પરમ આત્મવિશુદ્ધિને કારણે શ્રી નવકારની શક્તિ અચિન્ત્ય બની છે

કમલ ! ધ્વનિ શક્તિનુ બળ જાણ્યા પછી આવા પરમ તેજસ્વી મંત્રના જાપનુ મહત્વ તને સમજાશે

શ્રી નમસ્કાર મહામંત્રના પ્રત્યેક શબ્દમા-અક્ષરમા અચિંત્ય શક્તિ રહસ્ય સમાયેલુ છે આ શક્તિનુ પ્રાકટ્ય ક્રમશ પ્રયત્નપૂર્વક થશે પ્રત્યેક અક્ષરમા અનંતપણે રહેલી શક્તિ, સાધકની શુદ્ધિ Purity, જાગૃતિ Awareness, મંત્ર ઉપરનો ભાવ Reverence, નિશ્ચલ શ્રદ્ધા Faith અનુસાર અંકુરિત થશે વિધિપૂર્વક ઉચ્ચારણ કરાતા મંત્રોમા રહેલી સુષુપ્ત ધ્વનિશક્તિ સાધકની આંતરિક પ્રેરણાના બળ દ્વારા કાર્યકારી બને છે

કમલ, શ્રી નમસ્કાર મહામંત્ર માટે તથા તેની આરાધના બાબતની તારી સમજણને અનુરૂપ હવે પછીના પત્રોમા લખીશ

બાહ્ય જ્ઞાનનો વિસ્તાર નહિ, સમજણની શુદ્ધિ આત્મની છે

સમ્યગ્જ્ઞાન વિરતિમા પરિવર્તન પામે ત્યારે સાર્થક

સ્નેહાધીન
મિત્ર

## નમો પદની મહત્તા

પ્રિય કમલ,

તારો પત્ર મળ્યો છે તારા પ્રશ્નો મહત્વના છે મારા લેખનથી તને આટલી પ્રેરણા મળી તેથી આનંદ થયો છે

જો ભાવપૂર્વક શ્રી નમસ્કાર મહામંત્રની આરાધના થશે તો આત્માની શુદ્ધિ અવશ્ય પ્રગટશે જ

### "નમો" પદ

શ્રી નમસ્કાર મહામંત્રમા નમો પદ ઘણુ મહત્વનુ છે

શા માટે આ નમો પદ વરવાર આવે છે?

શા માટે પ્રત્યેક પરમેષ્ઠિ માટે જુદુ જુદુ નમો પદ વપરાયુ છે?

શા માટે એકવાર નમો પદ વાપરી પાચે પરમેષ્ઠિઓને નમસ્કાર ન કર્યો?

શા માટે પાચવાર નમો પદ વાપરીને પણ પાચેને કરેલો ભેગો નમસ્કાર મહત્વનો ગણ્યો?

શ્રી નમસ્કાર મહામંત્રમા કોઈ શબ્દ બે વાર આવતો નથી શા માટે નમો પદ પાચ વાર આવે છે?

### બહિર્મુખ મનનો સંકોચ

To reverse external mind

"નમ" એ વ્યાકરણના નિયમ પ્રમાણે નૈપાતિક પદ

Centre સન્મુખ, આતર સન્મુખ મુક્તિ, સન્મુખ થશે ત્યારે નમો પદ પ્રગટશે

## નમો પદની આકર્ષણ શક્તિ
Magnetic Force

ક્રમવ, શ્રી પચ પરમેષ્ઠિ સાથેના તારા પ્રથમ પરિચયમા નમો એટલે માન સન્માન સૂચક નમસ્કાર છે

વિશેષ પરિચયમા નમો શ્રદ્ધા સૂચક છે

તેથી વિશેષ પરિચયમા ભક્તિ સૂચક છે

તેથી વિશેષ પરિચયમા આતરિક બહુમાન સૂચક છે

સન્માન, શ્રદ્ધા, ભક્તિ અને આતરિક બહુમાનના તફાવત Intensity ને સમજવા પ્રયત્ન કરજે

જ્યારે શ્રી પચ પરમેષ્ઠિનો વિશેષ પરિચય થશે ત્યારે નમો પદમા રહેલો સમપણ ભાવ સમજાશે

તેથી વિશેષ પરિચયમાં નમો પદ સર્વ સમર્પણ Total Surrender સૂચવે છે તેથીય આગળ બીનશરતી સમપણભાવ Unconditional Surrender છે

જ્યારે શ્રી પચ પરમેષ્ઠિ પ્રત્યે સર્વ સમર્પણ ભાવ પ્રગટે છે, ત્યારે આપણુ પશુત્વ તરફનુ અધોમુખી ઢુલાવો પ્રત્યેનુ ચૈતન્ય, સિદ્ધત્વ તરફ-ઊર્ધ્વ મુખી ઢળાવો પ્રત્યે વહે છે

આપણા નીચે જતા ભાવ પ્રવાહને ઉચે આકર્ષવાનુ જબ્બર બળ શ્રી પચ પરમેષ્ઠિમા છે, પરતુ આ બળમા કાર્યકારી નમો પદની આકર્ષણ શક્તિ Magnetic Force છે

## આંતર મનનું બળ
## Power of Subconscious Mind

'નમો' પદમાં શ્રી પંચ પરમેષ્ઠિઓ પ્રત્યેનો પ્રમોદ ભાવ છે

જ્યાં પ્રમોદ ભાવ છે ત્યાં અનુમોદનાના બીજમાંથી સર્વ સમર્પણ ભાવનું વૃક્ષ ઉગે છે

જેમ પ્રમોદ ભાવ નમસ્કારનો પર્યાય છે, તેમ સમર્પણ ભાવ પણ નમસ્કારનો પર્યાય છે

અનુમોદના Consent નમસ્કારની પ્રાથમિક ભૂમિકા Elementary Stage છે જ્યારે સર્વ સમર્પણ ભાવ Total Surrender નમસ્કારની પરાકાષ્ઠા Final Stage છે

અનુમોદના મહત્ત્વની ચાવી છે આપણું અનુમોદન જીવનના વિકાસ પ્રત્યેનું હોય, ધર્મ પ્રત્યેનું હોય, મોક્ષ પ્રત્યેનું હોય

અનુમોદન Consent નો સંબંધ બાહ્ય મન Conscious Mind કરતાં આંતર મન Subconscious Mind સાથે વિશેષ છે તેથી અનુમોદના Consent નું બળ ઘણું છે

### અનુમોદના
### પ્રમોદ
### સમર્પણ ભાવ

• પ્રશ્ન ! આપણામાં શ્રી પંચ પરમેષ્ઠિની અનુમોદના ક્યારે પ્રગટે ?

તેથી नमो પદ મોક્ષની કૂચી છે

તેથી આ મત્રને શ્રી પચ પરમેષ્ઠિ મત્ર ન કહ્યો, પરતુ શ્રી નમસ્કાર મહામન્ત્ર કહ્યો છે

શ્રી પચ પરમેષ્ઠિનુ મહત્ત્વ ઘણુ છે પરતુ તેમા આપણુને શુ લાભ! તેમના મહત્ત્વનો લાભ આપણુને અપાવવાનુ સામર્થ્ય नमो પદમા સમાયુ છે તેથી સાધકો માટે તો

नमो પદનુ
નમસ્કારનુ
અનુમોદનાનુ
પ્રમોદનુ

સમર્પણ ભાવનુ વિશેષ મહત્ત્વ છે

જો મારામાં આ ભાવ નહિ પ્રગટે, જો હું ભાગી ખત્તીનુ બટન નહિ ઊઘાડુ તો શ્રી પચ પરમેષ્ઠિની વિદ્યુત નો પ્રવાહ મારામા કેમ આવશે!

શ્રી પચપરમેષ્ઠિની મહા વિદ્યુતનો પ્રવાહ તો વહી જ રહ્યો છે

મારા આત્મામા પ્રકાશ કરવા માટે મારે नमो પદનુ બટન ઉઘાડવુ પડશે

કમલ! હુ ઈચ્છુ છુ કે મારા પત્રો શ્રી નમસ્કાર મહા મત્રની આરાધનામા તને ઉપયોગી બને એકવાર વાચ્યે મારા પત્રો નહિં સમજાય, જો લાભકારી લાગે તો વારવાર વાચજે

પત્ર ૮

## વિશ્વના પાંચ માનસ્થંભ

પ્રિય કુમલ,

શ્રી નવકાર મંત્રમાં મહત્ત્વ 'નમસ્કાર'નું છે અને આ નમસ્કાર શ્રી પંચ પરમેષ્ઠિને હોવાથી અચિન્ત્ય શક્તિમાન બન્યો છે

પરમેષ્ઠિ એટલે શ્રેષ્ઠ સ્થાને રહેલા, શ્રેષ્ઠ અવસ્થાને પામેલા આ પાંચે મહાસત્ત્વો શ્રેષ્ઠ સ્થાને રહેલા છે સમગ્ર વિશ્વમાં આ પાંચથી શ્રેષ્ઠ કોઈ પદ નથી, કોઈ સ્થાન નથી

આ પાંચેમાં પ્રથમ પરમેષ્ઠિપદે શ્રી અરિહંતદેવ છે, જેમણે મોક્ષનો માર્ગ પ્રકાશ્યો છે તત્ત્વ શું છે? ધર્મ શું છે? તત્ત્વ કઈ રીતે જાણી શકાય? ધર્મનું પાલન કઈ રીતે થાય? આ પરમાર્થ માર્ગના પ્રરૂપક હોવાથી શ્રી અરિહંતદેવ પરમ ઉપકારી છે

બીજા પરમેષ્ઠિપદે શ્રી સિદ્ધ ભગવાન છે, જેઓ મોક્ષ પામ્યા છે આત્માનું અનંત ગુણમય સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપ તેમણે પ્રગટ કર્યું છે

ત્રીજા પરમેષ્ઠિ શ્રી આચાર્ય ભગવંત છે ધર્મના મુખ્ય સ્તંભ જે પાંચ આચાર તે પોતે સ્વયં પાળે છે, અન્યને પ્રરૂપે છે અને તેના પાલનમાં સહાય કરે છે

ચોથા પરમેષ્ઠિ શ્રી ઉપાધ્યાયજી ભગવત છે તેઓ તત્ત્વના પ્રતિપાદક સૂત્રો, સિદ્ધાતો, શાસ્ત્રોને પોતે ભણે છે, અન્યને ભણાવે છે

પાચમા પરમેષ્ઠિ શ્રી સાધુ ભગવતો છે તેઓ શ્રી અરિહતદેવે દર્શાવેલા માર્ગ અનુસાર પોતાના સારાય જીવનને સયમિત બનાવી આત્મહિતકારી મોક્ષમાર્ગનુ પાલન કરે છે

સમગ્ર વિશ્વમા આ પાચ પદ શ્રેષ્ઠ છે, અનત ગુણ વિશિષ્ટ છે જે મોક્ષમાગના ઇચ્છુક છે, ધર્મમાગને ચાહે છે, તેમને આ પાચ પદ પરમ આરાધ્ય છે

આ પાચ પદો પાસે ઇદ્રાદિ દેવોની, ચક્રવતીઓની, કે વાસુદેવોની પદવીઓ પણ તુચ્છ છે

### શ્રી અરિહતદેવ

શ્રી અરિહતદેવ અત્યત દુર્જય એવા મોહનીયાદિ ચાર ઘાતી કર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન પ્રગટાવે છે

વિશ્વને તારવાની પરમ કરુણા ભાવના વડે તેમણે તીર્થંકર નામ કર્મ બાધ્યુ હોવાથી અષ્ટ મહાપ્રાતિહાયની શોભાને યોગ્ય બને છે જીવોનુ પરમ કલ્યાણ કરનારી તેમની અમૃતવાણી, તેમનો વચનાતિશય શ્રેષ્ઠ છે

શ્રેષ્ઠ અતિશયવત શ્રી અરિહત પરમાત્મા અનેક નામો વડે સબોધાય છે વીતરાગદેવ, શ્રી જિનેન્દ્ર, તીર્થંકર, અહ ત, શ્રી જિનેશ્વરદેવ વગેરે તેમના સામાન્ય નામો છે

પરમ ઉપકારી ભગવંત શ્રી મહાવીર સ્વામી આ ચોવીશીના છેલ્લા અરિહંત થયા છે

આઠ પ્રકારના કર્મ જીવમાત્રને શત્રુરૂપ છે આવા કર્મશત્રુનો નાશ કરવાવાળા હોવાથી 'અરિહંત' કહેવાય છે અને સર્વને પૂજા યોગ્ય હોવાથી 'અર્હંત' કહેવાય છે

મહાગોપ
મહાનિર્યામક
મહાસાર્થવાહ

શ્રી અરિહંત દેવો સર્વ જીવો પર કૃપાવાળા અને નિર્વાણરૂપ સ્થાન પ્રત્યે પહોંચાડવાવાળા હોવાથી મહાગોપ કહેવાય છે

તેમની સહાયથી ભવસમુદ્રનો પાર પમાય છે માટે મહાનિર્યામક કહેવાય છે

સંસારરૂપી મહાભયંકર જંગલમાં ભૂલા પડેલા જીવોને પરમ કરુણાવંત શ્રી અરિહંત દેવોની સહાયથી મોક્ષરૂપ નગરની પ્રાપ્તિ થાય છે માટે મહાસાર્થવાહ કહેવાય છે

કમલ! આ ત્રણે ઉપમાઓ શ્રી અરિહંત ભગવંત પ્રત્યે યથાર્થ ઘટે છે આ ઉપમાઓના ઉંડાણમાં આપણે જેમ વિશેષ જઇએ તેમ શ્રી અરિહંત દેવની કરુણા, તેમનું અચિન્ત્ય શક્તિસામર્થ્ય, તેમની મહત્તા, લોકોત્તરતા, દિવ્યતાની સ્હેજે ઝાંખી માત્ર થાય છે

શ્રી જિનેશ્વર દેવો ભવ્ય જીવલોકના પરમોપકારી હોવાથી તથા સર્વને વિષે શ્રેષ્ઠ હોવાથી શ્રી પંચપરમેષ્ઠિમાં સર્વથી પ્રથમ નમસ્કાર કરવાને યોગ્ય છે

તેમના ઉપદેશથી જ મોક્ષ, મોક્ષનો માર્ગ સિદ્ધનું સ્વરૂપ જાણી શકાય છે

## માત્ર પૂજ્ય નહિ, પરમપૂજ્ય

કમલ! સમગ્ર વિશ્વને વિષે શ્રી પંચપરમેષ્ઠિ ઉપકારક છે તેમાંય શ્રી અરિહંતદેવ પરમ ઉપકારક છે

તેમના પ્રત્યેનો આપણો ભક્તિભાવ જેમ વધતો જશે તેમ શ્રી નમસ્કાર મહામંત્રમાં રસ વધતો જશે, આનંદ વધતો જશે, પ્રેમ વધતો જશે

શ્રી અરિહંત ભગવંત માત્ર પૂજ્ય નથી, જ્યારે તેમની સાથે ગાઢ પરિચય થશે ત્યારે અનુભવાશે કે સમગ્ર વિશ્વમાં, સર્વકાલે સર્વ જીવો માટે શ્રી જિનેશ્વરદેવ માત્ર પૂજ્ય નથી, પરમપૂજ્ય છે

શ્રી તીર્થંકર ભગવંતો ગૃહસ્થ જીવનમાં પણ વિશિષ્ટ ગુણોથી અલંકૃત હોય છે સમૃદ્ધિ ત્યજીને સંયમનો માર્ગ સ્વીકારે છે ઉગ્ર તપ તપે છે પ્રબળ પરિષહો પર વિજય મેળવે છે સતત આત્મ જાગૃતિપૂર્વક કર્મક્ષય માટે મોક્ષ સાધના સાધે છે

આત્માના જ્ઞાનાદિ ગુણોને પ્રગટ કરી ઘાતી કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે જગતના જીવોના હિત

માટે ધર્મતીર્થ સ્થાપીને પરમ ઉપકારી શ્રી અરિહંતદેવો ધર્મમાર્ગનો બોધ કરે છે તેથી તેઓ જગતપૂજ્ય ગણાય છે સર્વ જીવોના હિતચિંતક હોવાથી સવને માટે પૂજ્ય છે

## શ્રી અરિહંતદેવ જીવનમા કેન્દ્ર સ્થાને

આત્મહિતના સાધકોના જીવનમા શ્રી અરિહંતદેવ કેન્દ્ર સ્થાને છે સર્વ કર્મોથી મુક્ત થવાનું જે મહાન ધ્યેય સિદ્ધ કરવું છે તે માટે અતિ પુષ્ટ આલંબન જોઈએ આવું આલંબન માત્ર શ્રી અરિહંતદેવ થઈ શકે

અધ્યાત્મનો જે મહાન પ્રયોગ તેમણે દર્શાવ્યો છે તે જો સરલતાપૂર્વક પાર પાડવો હોય તો જીવનમા કેન્દ્ર સ્થાને રહેલા શ્રી અરિહંત દેવનુ ધ્યાન અગત્યનુ છે તેથી શ્રી અરિહંત દેવ પરમગુરુ છે

માનવ જીવનમાથી મુમુક્ષુ જીવન કઈ રીતે પ્રગટે ?

સામાન્ય માનવી મોક્ષમાર્ગનો સાધક કઈ રીતે બને ?

જીવનના ઉચિત વ્યવહારો દર્શાવીને, જીવન જીવવાની સાચી જડીબુટ્ટી બતાવીને શ્રી અરિહંત દેવોએ માત્ર સાધક જીવનમા નહિ પણ સમગ્ર માનવ જીવનમા કેન્દ્ર સ્થાન પ્રાપ્ત કર્યુ છે

શ્રી સિદ્ધચક્રમા ' अरिहंत पद ' નુ કેન્દ્રસ્થાને હોવા પણ ઘણુ સૂચક છે

જીવનને જો સાર્થક કરવું હોય, જે માનવ સમય અને માનવ શક્તિ Human Time and Human Consci

ousness પ્રાપ્ત થયા છે તેનો સદ્ઉપયોગ કરવો હોય, પ્રાપ્ત જીવનને વિકસિત બનાવવું હોય તો શું કરવું?

શુ એવો કોઈ માર્ગ છે? એવી કોઈ વ્યવસ્થા છે? એવી કોઇ વિચારણા છે જે દ્વારા જ્યા છીએ ત્યાથી આગળ જઇ શકીએ?

અને જેમને આગળ નથી વધવું તેઓ પણ ઇચ્છે છે કે જ્યા છીએ ત્યાથી પાછા તો ન જ પડીએ વિકાસ ભલે પ્રાપ્ત ન થાય પણ અધોગતિ તો કોઇને ઇષ્ટ નથી

શ્રી તીર્થંકરદેવે દર્શાવેલો માર્ગ સર્વ જીવો માટે કલ્યાણકારી છે શ્રી તીર્થંકરદેવે એવો શ્રેષ્ઠ માર્ગ Best-Way બતાવ્યો છે, જે દ્વારા આત્મત્વ પરમ શુદ્ધિને પામે જેમા એવી ઉચ્ચ વ્યવસ્થા Philosophic Discipline છે, જે જીવનને સર્વ રીતે હિતકારી થાય જેમા એવી સૂક્ષ્મ વિચારણા Complete Thought Pattern છે જે પ્રકૃતિના શાશ્વત નિયમો ઉપર ઉભી છે

શ્રી તીર્થંકરદેવ જેમને મોક્ષ પ્રાપ્ત કરવો છે એવા મુમુક્ષુઓના જીવનમા કેન્દ્ર સ્થાને છે તેમ જ જેમને માનવ જીવન જીવવું છે તેમના જીવનમા પણ કેન્દ્ર સ્થાને છે કારણ કે જીવન માટે અનિવાર્ય એવા આધ્યાત્મિક ગુણો તથા ઉચ્ચ વ્યવહારશુદ્ધિ તેઓએ દર્શાવી છે

સ્નેહાધીન
કિરણ

## શ્રી અરિહંતદેવ

પ્રિય કમલ,

શ્રી અરિહંત દેવો પંચપરમેષ્ઠિમાં પ્રથમ નમસ્કારને યોગ્ય છે, કારણ કે મોક્ષનો માર્ગ તેઓએ દર્શાવ્યો છે

શ્રી અરિહંત દેવો મોક્ષમાર્ગના દર્શાવનારા તો છે, પરંતુ સ્વયં મોક્ષમાર્ગરૂપ પણ છે તેમના નામ માત્રથી, તેમના દર્શન માત્રથી ભવ્ય જીવોને મોક્ષમાર્ગ પ્રાપ્ત થાય છે

શ્રી અરિહંત દેવોની આ જબ્બર વિશેષતા છે તેઓએ દર્શાવેલા માર્ગે ચાલવાથી જેમ મોક્ષ પ્રાપ્ત થાય છે, તેમ તેમના નામસ્મરણ વડે, તેમના દર્શન વડે, તેમના ધ્યાન વડે કર્મોનો ક્ષય થાય છે, આત્મગુણો પ્રગટે છે, મોક્ષ પ્રાપ્ત થાય છે, માટે તેઓ સ્વયં મોક્ષમાર્ગરૂપ છે

કમલ! જેઓ જાણે છે કે પોતે ભૂલા પડયા છે, તેમને માર્ગનું મહત્ત્વ છે જેમને ચોક્કસ સ્થાને પહોચવું છે તેમને માર્ગનુ મહત્ત્વ છે

જો આપણે સંસારના વર્તુલમાં ભમ્યા કરવું છે તો આપણને માર્ગનું મહત્ત્વ શી રીતે સમજાશે? જો સંસાર કારાગૃહ સમાન લાગ્યો નથી તો તેમાંથી છૂટવાની ઇચ્છા શી રીતે થશે?

જેને મોક્ષરૂપી નગરમા પહોચવું છે તેને શ્રી અરિહતરૂપી સાથવાહની અગત્ય સમજાય છે જેને પરમ સ્થાને જવું છે તેને 'માર્ગ' શોધવાની તાલાવેલી લાગે છે અને ત્યારે શ્રી અરિહતદેવોની ઉપકારિતા સમજાય છે, 'મોક્ષ' સમજાયા વિના શ્રી તીર્થ કર ભગવતોનુ સાચુ મહત્ત્વ કેમ સમજાશે ? અને સ સારના સ્થૂલ જડ પદાર્થોની અસારતા સમજાયા વિના 'મોક્ષ પ૦' નુ સાચુ મહત્ત્વ કેમ સમજાશે ?

## યોગીઓને પણ અગમ્ય

શ્રી અરિહત દેવોનુ સર્વોચ્ચ જીવન જગતને આદર્શરૂપ છે રૂપમા ગુણમા કે શક્તિવિકાસમા તેમનાથી અધિક ચઢિયાતું કોઇ હોતુ નથી

તેમની પરમ પવિત્ર જીવનધારા તેમની વાણી જેટલીજ અને કયારેક તેથીય વિશેષ અસરકારક બની રહે છે, વિશ્વની કોઈ પણ વ્યક્તિને પોતાના અહભાવને ઓગાળવાનુ શ્રી અરિહતદેવ પુષ્ટ આલબન છે

તેમનુ સર્વથા ઉજ્જ્વળ અને ઉદાત્ત જીવન પ્રત્યેકને પ્રેરણા આપનારૂ બની શકે છે એવો કોઈ સદ્ગુણ નથી જે તેમનામા સર્વોત્કૃષ્ટપણે ન વિકસ્યો હોય !

એવો કોઇ સસારી જીવ નથી જે તેમની પરમ કરુણાનુ પાત્ર ન બન્યો હોય !

શ્રી અરિહત દેવોના ઉપદેશમા જે બળ આવ્યું છે,

કમલ ! કેવી ઉદાત્ત ભાવના છે આ ? કેટલો ઉજ્જવલ છે " હુ સર્વ જીવોને આ સ સાર દુ ખથી ઉગારૂ " એ ભાવ !

અહિ " મને સુખ પ્રાપ્ત થાઓ " " મારૂ દુ ખ દૂર થાઓ " એ સ્વાર્થવૃત્તિ નથી અહિ એ ભાવના છે કે " મારી સાધનાનુ ફળ આખાય જગતને પ્રાપ્ત થાઓ કર્મ શત્રુથી રીબાતા સર્વ દુ ખી જીવોને પ્રશમ સુખ મળો "

શુ આવી પરમ કરુણા જેમના હૈયામા પરાકાષ્ઠાએ પહોચી હોય એવા શ્રી અરિહત દેવોથી અધિક ઉચુ કોઈ સ્થાન હોઈ શકે ?

શું આથી વિશેષ વદનને યોગ્ય, પૂજાને યોગ્ય, ભક્તિને યોગ્ય સમગ્ર વિશ્વમા કોઈ પા । હોઇ શકે ?

આપણા સર્વસમર્પણ ભાવને યોગ્ય આથી અધિક કોણ મળશે ? કોણ હોય ? કોણ હોઇ શકે ?

કમલ ! તારી બુદ્ધિને જરા કસી જોજે તારા જ્ઞાનને જરા નીચોવી જો જે જો કે ભક્ત હૃદયને તો બુદ્ધિની કસરતનો આટવોય વિલબ પાલવતો નથી

સમય થોડો છે, માર્ગ લાબો છે, વિઘ્નો ઘણા છે માત્ર શ્રી પચ પરમેષ્ઠિ પ્રત્યેનો ભક્તિ ભાવ આ થોડા સમયને સાર્થક કરશે લાબા માર્ગને ટૂકો બનાવશે, સર્વ વિઘ્નોને દૂર કરશે

સ્નેહાધીન
કિરણ

## શ્રી સિદ્ધ પરમાત્મા

પ્રિય કમલ,

શ્રી પંચ પરમેષ્ઠિમાં બીજા પદે શ્રી સિદ્ધોને નમસ્કાર કરવામાં આવે છે

ध्मातं सितं येन पुराणं कर्म
यो वा गतो निर्वृतिसौधमूर्ध्नि ।
ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थो,
यः सोऽस्तु सिद्धः कृतमंगलो मे ॥

જેઓએ પ્રથમના બંધાએલા પ્રાચીન કર્મો બાળીને ભસ્મ કરી નાખ્યા છે, જેઓ મુક્તિરૂપ મહેલના શિરો ભાગમાં બિરાજમાન થયેલા છે, જેઓ અનુશાસન કરનાર તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે, તથા જેઓના સર્વ કાર્યં પરિપૂર્ણ થઈ ગયા છે તેવા સિદ્ધ પરમાત્મા મને મંગળ રૂપ થાઓ

सितं बद्धमष्टप्रकारकं कर्म, ध्मातं दग्धं यैस्ते सिद्धाः । અર્થાત્ ચિરકાલના બાંધેલા એવા અષ્ટકર્મરૂપી ઇન્ધનોના સમૂહને જાજ્વલ્યમાન શુક્લ ધ્યાનરૂપી અગ્નિથી જેમણે બાળી નાખ્યો છે તેમને સિદ્ધ કહેવાય છે

" षिधु गतौ । " એ ધાતુથી " સિદ્ધ " શબ્દ બન્યો છે, તેથી એ અર્થ થાય છે કે ફરી પાછુ ન આવવુ પડે એ રીતે જેઓ મોક્ષપુરીમાં ગયા છે તે સિદ્ધ કહેવાય છે

શ્રી સિદ્ધ ભગવતના બીજા નામો મુક્ત, પરમજ્યોતિ અમર, સદાશિવ વગેરે છે

સર્વ કર્મના ક્ષયથી તેઓ અત્યત નિર્મળ બન્યા છે. ચાર ઘાતીકર્મના નાશ વડે તેમને અનત જ્ઞાન, અનત દર્શન, અનત વીતરાગતા, અને અનત વીર્યાદિ લબ્ધિઓ પ્રગટ થઈ છે ચાર અઘાતી કર્મના ક્ષયથી અનત અવ્યાબાધ સુખ, અક્ષય સ્થિતિ, અરૂપીપણું અને અગુરુલઘુતા પ્રાપ્ત થયા છે

કમલ! શ્રી સિદ્ધ પરમાત્માઓના આ આઠ ગુણો Characteristics of the Pure Soul અત્યત રહસ્ય પૂર્ણ છે આપણે ક્યારેક તેનો વિચાર કરીશું

## કાળથી અજેય !

શ્રી અરિહત દેવો જેમ માર્ગ દર્શાવનારા હોવાથી ઉપકારક છે, તેમ શ્રી સિદ્ધ ભગવતો અવિનાશી એવા અનત ચતુષ્ટયને ધારણ કરનારા હોવાથી ભવ્યાત્માઓને અતિશય પ્રમોદ ઉત્પન્ન કરનારા છે

જેમ શ્રી અરિહત નમસ્કારનો મુખ્ય હેતુ "માર્ગ દર્શન છે, તેમ શ્રી સિદ્ધ નમસ્કારનો મુખ્ય હેતુ અવિનાશીપણાની સિદ્ધિ છે"

'માત્ર સિદ્ધ અવસ્થા એવી છે કે જેનો અત નથી સિદ્ધ ભગવતોની આ "અવિનાશિતા" સૂચવે છે કે

વિશ્વમા અનતકાળ સુધીનુ કોઇ પદમપદ હોય તો તે "સિદ્ધ પ૮" છે

શ્રી તીર્થંકરની પદવીનો કે આચાર્ય ઉપાધ્યાય, સાધુ અવસ્થાઓનો મત છે અનત એવું જે કોઇ પદ હોય તો તે "સિદ્ધ પ" છે

કમવ! શાશ્વત એવુ સિદ્ધિપ્ર અતિમધ્યેય બને છે સિદ્ધોની આ "અવિનાશિતા" આપણી સાધનામા પ્રાણ પૂરે છે

## બુદ્ધિથી પર

મહત્ત્વ આ સિદ્ધ પદનુ છે શ્રી અરિહતદેવ આ ચ ને ઓળખાવનારા છે

શ્રી જિન શાસન આ પદ પ્રાપ્ત કરવાનુ સર્વ સુલભ સાધન છે

શ્રી અરિહત ભગવતે પ્રરૂપેલો ધર્મમાર્ગ આ પદે પહોંચવા માટે છે

શ્રી આચાર્ય ભગવતો જે પચાચાર પાળે છે, અને પળાવે છે તે આ સિદ્ધ પદને પ્રાપ્ત કરવા માટે છે

શ્રી ઉપાધ્યાય ભગવતો જ સિદ્ધાતોનુ પઠન પઠન કરે છે તે આ માર્ગને, આ માર્ગના હેતુને દર્શાવનાર છે

અને જે સાધના શ્રી સાધુ ભગવતો કરી રહ્યા છે તેનું એક માત્ર લક્ષ્ય સ્થાન આ સિદ્ધપદ છે

શ્રી પંચ પરમેષ્ઠિનું મહત્ત્વ આ સિદ્ધપદને અંગે છે

કમલ! શું છે આ સિદ્ધપદ ?

શું છે આ મુક્તિ ?

શું છે આ મોક્ષ ?

આ નિરુપમ સુખ કેવું છે ?

प्रत्यक्षं तम्भगवतामर्हतां तैश्च भाषितम् ।
गृह्यतेऽस्तीत्यत प्राज्ञैनच्छद्मस्थ परीक्षया ॥

તે સુખ ભગવાન અરિહંતોને પ્રત્યક્ષ છે અને તેઓએ તેનું પ્રતિપાદન કર્યું છે તે કારણે બુદ્ધિમાન પુરૂષો વડે તેનું અસ્તિત્વ સ્વીકારાય છે, પણ છદ્મસ્થોની પરીક્ષા વડે નહીં

માનવી પોતાની પરિમિત બુદ્ધિ વડે દેશકાળથી પરના સત્યોને કઇ રીતે સમજી શકશે!

આત્માની સંપૂર્ણ શુદ્ધ, સર્વ કર્મ મુક્ત અવસ્થા, આ મોક્ષપદ શ્રદ્ધામાં સમજાવું પણ દુર્લભ છે, તો તેનું જ્ઞાન અને તેના અનુભવનું શું કહેવું!

સમસ્ત લોકને વિષે તેના સમાન બીજો કોઈ પદાર્થ વિદ્યમાન નથી, તેથી તેને " નિરુપમ સુખ " કહેવાય છે

આ સિદ્ધપણાને લઈને જ સર્વાર્થ સિદ્ધવિમાન દેવ સુખની કિંમત છે આ સિદ્ધપણાને લઈનેજ શ્રી અરિહંત ભગવંતની મહત્તા છે

શ્રી અરિહંત દેવનું માર્ગદર્શકપણું પણ સાર્થક ક્યારે થાય? જો આપણે સિદ્ધપદનું લક્ષ્ય રાખીએ તો

આ મોક્ષપદ અમૂલ્ય છે, માટે તેનો માર્ગ દર્શાવનાર શ્રી અરિહંત દેવોનું પરમ ઉપકારીપણું છે આ શ્રેષ્ઠ પદ બતાવ્યું માટે શ્રી અરિહંતદેવને નમસ્કાર કર્યો આ પદની પ્રાપ્તિ માટે નમસ્કાર કર્યો છે તેથી શ્રી નવકારમા બીજું પદ "नमो सिद्धाण" આવ્યુ

## આરાધનાનું લક્ષ્ય

## GOAL

શ્રી જૈન દર્શનમા આરાધનાનું લક્ષ્ય આ સિદ્ધપદ છે

જેને જીવનનો વિકાસ સાધવો છે, જેને આત્માને શુદ્ધ કરવો છે, જેને સંસાર ભ્રમણમાથી મુક્ત થવું છે, જેને માનવ ભવ સાર્થક કરવો છે, તેનો વાસ્તવિક આદર્શ આ સિદ્ધપદ છે

આધ્યાત્મિક વિજ્ઞાનની પરમ સિદ્ધિ મોક્ષમા રહેલી છે

કમલ! મોક્ષ શુ છે? ક્યા છે? કેવુ છે? આ પ્રશ્નોનો પ્રત્યુત્તર કદાચ હું નહિ સમજાવી શકુ પણ તેથી શું!

આફ્રિકાની પર્વતગુફામા રહેનાર આદિવાસી જંગલીને રેડિયો, ટેલિવિઝન કે ઇલેક્ટ્રોનિક સાધનોની સમજણ કઇ રીતે આપવી?

જો એક ગામડિઆને અણુમા રહેલી વિરાટ શક્તિ ન સમજાય તો શુ હિરોશીમા અને નાગાસાકી ઉપરના અણુબોમ્બથી થયેલી માનવહિંસાની વાત ખોટી ઠરશે ?

કમલ ! આપણ જ્ઞાન પરિમિત છે અત્યત પરિમિત છે એવુ ઘણુ ઘણુ છે, જે આપણે જાણતા નથી, જે આપણને સમજાતુ નથી આપણી અધુરી સમજણમા કેટલાક વિરાટ સત્યો કઈ રીતે ઉતરશે !

આપણી સમજણ વિકસાવવાની અગત્ય છે વિરાટ સત્યની ઉપેક્ષા કરવાથી કઈ નહિ વળે

જો "આપણને સમજાય તેટલુ જ સાચુ," એમ માની શુ, તો જ્ઞાનનુ વતુળ સકુચિત થતુ જશે

જે કઈ સત્ય છે, તે સપૂર્ણપણે આપણે જાણવાનો પ્રયત્ન કરીએ, જોવાનો પ્રયત્ન કરીએ, અનુભવવાનો પ્રયત્ન કરીએ તો જ્ઞાનનુ વતુળ વિકાસ પામશે

જ્યા, જ્યારે, જે કોઈએ સત્યના સર્વાંગ સપૂર્ણ સ્વરૂપ માટે પ્રયત્ન કર્યો છે, ત્યા સમ્યગ્ જ્ઞાન, સમ્યગ દશન સમ્યગ ચારિત્રના સાધનો વપરાયા છે ત્યા શ્રી પ્રવચન નસ્કાર નો ભાવ સ્પર્શ અવશ્ય થયો છે

શ્રી જિન પ્રવચનના મુખ્ય આધાર શ્રી અરિહતદેવ પણ સમથ જિન પ્રવચનનો એક માત્ર હેતુ મોક્ષપદ

જેને મોક્ષમા શ્રદ્ધા તે ભવ્ય અને તેને મ પૂર્ણ આત્મ શુદ્ધિની શક્યતા

જે મોક્ષના અર્થી છે, તેમને આદર્શ આ સિદ્ધપદ છે તેથી સાધુપણું સિદ્ધિનો માર્ગ છે સિદ્ધોને સામે રાખીને સાધુ પોતાના જીવનને અહિંસા, સયમ, તપ વડે ઘડે છે

સિદ્ધો નિસ્પૃહ છે, સાધુ સર્વ પ્રકારની આશા તૃષ્ણાઓને ત્યજે છે સિદ્ધો નિરજન છે, સાધુ સ્નેહના બધનોથી મુક્ત થવા મથે છે

સિદ્ધો અશરીરી છે, સાધુ શરીરપરનો મમત્વ ભાવ છોડે છે સિદ્ધો નિરાહારી છે, સાધુ આહારમાની રસવૃત્તિનો ત્યાગ કરે છે

સિદ્ધો નિબ ધન છે, સાધુ એક સ્થાને ન બધાતા અપ્રતિબદ્ધ પણે વિહાર કરે છે સિદ્ધો આનદથી પરિપૂર્ણ છે, સમભાવના સુખનો અનુભવ લેવા સાધુ સતત પ્રયત્નશીલ છે

સાધુને સવ પ્રયત્નો અધ્યાત્મવિજ્ઞાનની સિદ્ધિ માટેના છે, અને અધ્યાત્મ વિજ્ઞાનની સિદ્ધિ આ સિદ્ધ પદ છે

### શ્રી નવકારના અશ !

કમલ! આવુ મહાન છે આ સિદ્ધપદ !

શ્રી સિદ્ધ ભગવતો માટે હુ શુ લખુ ?

જેમનુ લક્ષ્ય રાખીને શ્રી અરિહંતો "અરિહંત" થયા છે, એવા સિદ્ધ પરમાત્માઓ માટે હું શું લખું ?

તો પછી પરમ ઉપકારી શ્રી અરિહંતદેવો અને અચિંત્ય ગુણુસંપન્ન શ્રી સિદ્ધ પરમાત્માઓ પણ જેના અંશરૂપ છે એવા શ્રી નમસ્કાર મહામંત્ર માટે તો શું કહેવું !

સ્નેહાધીન
કિરણ

## શ્રી આચાર્ય પદ
## શ્રી ઉપાધ્યાય પદ
## શ્રી સાધુ પદ

પ્રિય કમલ,

શ્રી પંચ પરમેષ્ટિમાં શ્રી અરિહંત દેવ અને શ્રી સિદ્ધ પરમાત્મા આ બે પદ "દેવતત્ત્વ" છે, જ્યારે બાકીના ત્રણ પદ "ગુરુતત્ત્વ" છે અને "નમો" માં રહેલો નમસ્કાર ભાવ "ધર્મતત્ત્વ" છે

શ્રી નમસ્કાર મહામંત્રના સુદેવ, સુગુરુ અને સુધર્મનું સ્વરૂપ દર્શાવાયું છે

### શ્રી આચાર્ય ભગવંત

पंचविह आयारं आयरमाणा तहा पयासंता ।
आयारं दंसंता, आयरिया तेण वुच्चंति ॥

પાંચ પ્રકારના આચારનું પોતે સેવન [illegible] તેનો ઉપદેશ કરનાર અને બીજાને તેનું [illegible] બતાવનાર છે, માટે તે "આચાર્ય" [illegible]

શ્રી આચાર્ય ભગવંતને [illegible] "આચાર" છે

આચારનો ઉપદેશ કરવાથી જેઓને પરોપકારીપણુ પ્રાપ્ત થયુ છે, તથા જેઓ છત્રીશ ગુણોથી અલંકૃત છે સવના મનને પ્રસન્ન કરવાવાળા છે, ભવ્ય જીવોને જિન વાણીનો ઉપદેશ આપે છે, જે સાભળી કેટલાક જીવો ભદ્ર પરિણામી થાય છે, કોઇ દેશવિરતિ પ્રાપ્ત કરે છે કોઈ સર્વ વિરતિ અંગીકાર કરે છે

શ્રી આચાર્ય ભગવત શાંત મુદ્રાના ધરનાર તથા કષાય રહિત હોય છે પોતે મદ અને માયાથી દૂર હોય છે નિત્ય પ્રમાદ રહિતપણે વિશુદ્ધ ધર્મનુ કથન કરે છે દેશ કાલને અનુસરી શિષ્યાદિકને પ્રવચનનો અભ્યાસ કરાવનારા છે

આવા મહાનુભાવોને નમસ્કાર કરનારના ભવનો અંત જલ્દી આવે છે આવા ગુણો વડે સુશોભિત આચાર્યો પાસેથી સમસ્ત સંસાર શિક્ષા લેવા માટે યોગ્ય છે

## જીવંત આદર્શ

કમલ ! આધ્યત્મિક વિકાસના માર્ગ મા આગળ વધવા માટે બાહ્ય આલબનની અવશ્ય અગત્ય છે

મુમુક્ષુઓને શ્રી આચાર્ય ભગવતો જબ્બર આલબન રૂપ થઇ પડે છે

સન્માર્ગે જનાર અને સન્માર્ગ દર્શાવનારા આ મહાપુરુષો જ્ઞાન અને ક્રિયાના શ્રેષ્ઠ સમન્વયને સાધે છે

**શ્રી ઉપાધ્યાય ભગવંત**

જેઓના સમીપપણાથી, સૂત્રના અધ્યયન દ્વારા શ્રી જિન પ્રવચનનું અધિક જ્ઞાન તથા સ્મરણ થાય છે તે "ઉપાધ્યાય" કહેવાય છે

बारसंगो जिणक्खाओ, सज्झाओ कहिओ बुहेहिं ।
त उवइसन्ति जम्हा, उवज्झाया तेण वुच्चंति ॥

શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપિત કરેલ શ્રી દ્વાદશાંગીના અધ્યયનને બુદ્ધિમાન પુરુષો સ્વાધ્યાય કહે છે તેનો ઉપદેશ કરનારા હોવાથી "ઉપાધ્યાય" કહેવાય છે

શ્રી આવશ્યક નિર્યુક્તિમાં ચૌદ પૂર્વધર પૂ શ્રી ભદ્રબાહુ સ્વામીજીએ ફરમાવ્યું છે કે —

उत्ति उवओगकरणे
झत्ति अ झाणस्स होइ निद्देसे ।
एएण होइ उज्झा
एसो अन्नोऽवि पज्जाओ ॥

જેઓ ઉપયોગપૂર્વક ધ્યાન કરે છે તેઓ "ઉપાધ્યાય" કહેવાય છે

અહીં उ ઉપયોગ માટે છે
व સમસ્ત પ્રકારે પાપને વર્જવા માટે છે
झा ધ્યાન કરવા માટે છે
ओ કર્મ થકી છૂટવા માટે છે

આ ચાર પ્રકારે મળીને પચીસગુણે "ઉપાધ્યાય" થાય છે

## જ્ઞાનનો પ્રકાશ

ક્રમશઃ શ્રી ઉપાધ્યાયપદનું મહત્ત્વ તમને સમજાય છે? આચારની જેટલી અગત્ય છે તેટલી જ આ આચારને ઉજ્જ્વળ બનાવવા માટે જ્ઞાનની જરૂર છે

આચારની ઉષ્મા અને જ્ઞાનના પ્રકાશ વડે જ આધ્યાત્મિક જીવનનો છોડ વિકસે છે

શ્રી ઉપાધ્યાય ભગવંત પાસેથી જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત થાય છે કારણ કે તેઓ અધ્યાત્મનું વિજ્ઞાન શીખવનારા મહાનમય ગુરુઓ છે

શ્રી ઉપાધ્યાય ભગવંતો શ્રી જિનેશ્વર દેવ પ્રકાશેલા જ્ઞાનનું પોતે અધ્યયન કરે છે સૂત્ર અને અર્થ ઉભયનો વિસ્તાર કરે છે ગુરુ પરંપરાએ પ્રાપ્ત થયેલ શ્રી જિનપ્રવચનનું અધ્યયન કરાવવામાં તત્પર હોવાથી ભવ્ય જીવો ઉપર પરમ ઉપકાર કરનારા છે અને શિષ્યોને વિનય ગુણ શીખવાડનાર છે તે માટે શ્રી ઉપાધ્યાય ભગવંતો અવશ્ય નમસ્કારને યોગ્ય છે

## શ્રી સાધુ ભગવંત

નમો લોએ સવ્વ સાહૂણં । એટલે લોકમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર થાઓ

જેઓ જ્ઞાનાદિ શક્તિઓ, દ્વારા મોક્ષ માર્ગને સાધે તે સાધુ

જીવ માત્ર ઉપર જે સમાન બુદ્ધિ ધારણ કરે છે તે સાધુ

શ્રી આવશ્યક નિર્યુક્તિ મહાશાસ્ત્રમા કહ્યુ છે કે

निव्वाणसाहए जोगे, जम्हा साहन्ति साहुणो ।
समा य सव्वभूएसु, तम्हा ते भावसाहुणो ॥

નિર્વાણ સાધક યોગો એટલે સયમક્રિયાઓ વડે જેઓ મોક્ષનું સાધન કરે છે એટલે સવ જીવો ઉપર સમભાવને ધારણ કરે છે તે કારણે તેઓ " ભાવસાધુ " કહેવાય છે

विसयसुहनियत्ताण, विसुद्ध चारित्त नियमजुत्ताण ।
तच्चगुण साहगाण, सदाय किच्चुज्जयाण नमो ॥

જેઓ વિષયના સુખથી નિવૃત્ત છે, વિશુદ્ધ ચારિત્રના નિયમોએ કરીને યુક્ત છે તથ્ય ગુણોના સાધનારા છે, તથા મોક્ષ માર્ગમા સહાય કરવાના કૃત્યમા નિરતર ઉદ્યુક્ત છે તે સાધુઓને નમસ્કાર થાઓ

સાધુઓનુ પવિત્ર જીવન સારાય વિશ્વમા સાધુત્વનો પ્રચાર કરે છે

માટે જ કહ્યુ છે કે –

असहाए सहायत्त, करति मे सजम करितस्स ।
एएण कारणेण, नमामिऽहं सव्वसाहूण ॥

## સર્વ મંગલોમાં શ્રેષ્ઠ

પ્રિય કમલ,

શ્રી આચારાંગ વગેરે શાસ્ત્રો શ્રુતસ્કંધ કહેવાય છે જ્યારે શ્રી નવકાર "પંચ મંગલ મહાશ્રુતસ્કંધ" કહેવાય છે

સુવર્ણનું વજન ભલે ઘણું હોય પરંતુ એક અમૂલ્ય રત્નની કિંમત તેથી અનેક ગણી હોઈ શકે આ નાનો દેખાતો નવકાર મંત્ર મહત્ત્વમાં ઘણો મોટો છે

શું શ્રી નવકાર મંત્ર છે કે શાસ્ત્ર છે? શ્રી નવકાર મંત્ર નહિ, મહામંત્ર છે, શાસ્ત્ર નહિ મહાશાસ્ત્ર છે

### શ્રી નવકારનું મહાશાસ્ત્ર

પ્રત્યેક શાસ્ત્રની શરૂઆતમાં અનુબંધ ચતુષ્ટય જણાવવામાં આવે છે મંગલ, અભિધેય, સંબંધ અને પ્રયોજન આ ચાર એટલે અનુબંધ ચતુષ્ટય

આ અનુબંધ ચતુષ્ટયનું મહત્ત્વ જ્યારે સૂક્ષ્મ રીતે વિચારાય છે ત્યારે તેની પાછળનું ઊંડાણ Psychological Depth સમજાય છે

આ ચારમાંથી એક ન દર્શાવાય તો શું હાનિ?

આ ચારેયનો એક બીજા સાથેનો સંબંધ શું છે?

અનુબંધ ચતુષ્ટય દર્શાવવાથી શું લાભ?

શાસ્ત્ર રચનામાં તેની ઉપયોગિતા શું ?

આ વિચારણાઓ કોઈ પણ વિચારક Advanced Thinker ને આપણા શાસ્ત્રકાર મહાપુરૂષો પ્રત્યે બહુમાન અવશ્ય ઉપજાવશે

બીજા બધા શાસ્ત્રોને "શ્રુત સ્કંધ" તરીકે સંબોધ્યા છે, ત્યારે નવકારને "મહાશ્રુત સ્કંધ" કહ્યો છે તો પછી નવકારમાં અનુબંધ ચતુષ્ટય હોવા જ જોઈએ

## શ્રી. નવકારમાં મંગલ

એવું કહેવાય છે કે શ્રી નવકાર પરમ કલ્યાણકારી મહાશાસ્ત્ર હોઇ તેમાં ત્રણ મંગલ છે

શ્રી નવકારમાં પ્રથમ શબ્દ "નમો" નો પ્રથમ અક્ષર "ન" જ્ઞાનનો વાચક છે જ્ઞાન મંગલ રૂપ છે "ન" આદિ મંગલ દર્શાવે છે

"લોએ" એ પદ દ્વારા મધ્ય મંગલ કરવામાં આવ્યું છે

શ્રી નવકારના છેલા શબ્દ "મંગલં" એ દ્વારા અંતિમ મંગલ થાય છે

શ્રી નવકારમાં ત્રિવિધ મંગલ હોઈ સર્વ રીતે આ મહામંત્ર મંગલકારી છે, એ સ્પષ્ટ સમજાય છે

સર્વ મંગલોમાં આ પંચ નમસ્કાર પ્રથમ મંગલ રૂપ છે શ્રેષ્ઠ મંગલ રૂપ છે

મંગલ એટલે શું ?

મંગલ શું અસરો કરે ?

મંગલથી શું લાભ ?

મંગલ દ્વારા વિઘ્નો કઈ રીતે દૂર થાય ?

આ સર્વે પ્રશ્નોના ઉત્તર, સૂક્ષ્મતામાં જનાર વિચારક જાણી શકશે પરંતુ જે શ્રી નવકારના મંગલનો અનુભવ કરવો હશે તો આરાધક બનવું પડશે

શાસ્ત્રનું આ મંગલ આરાધના દ્વારા-સાધના દ્વારા મહામંગલનો અનુભવ કરવા માટેની અનુકૂળતાઓ પ્રગટાવશે

ક્રમશ ! આ અનુબંધ ચતુષ્ટયમાં શા માટે "મંગલ" પ્રથમ છે ? મંગલ વગેરેનો જે ક્રમ છે તેનું વૈજ્ઞાનિક પણ શું છે ? શાસ્ત્રાલેખન સિવાયની બીજી પ્રવૃત્તિઓમા-પણ "અનુબંધ ચતુષ્ટય" કઈ રીતે ઉપયોગી છે ? આ બધી વિચારણાઓ ક્યારેક કરીશું

## દ્રવ્ય મંગલ અને ભાવમંગલ

मग्यते साध्यते हितमनेनेति मंगलम्। જેનાથી હિત સધાય તે મંગલ

પરમહિત મા। ધર્મ વડે જ સાધી શકાય, માટે મંગલ એટલે હિત સાધનાર ધર્મને જે આપે તે

मंग धर्मं लहातीति मंगलम्।

મંગ એટલે ધર્મને જે આપે તે મંગલ

मा यस्मात् संसारात् गालयति अपनयतीति मंगलम्।

મને સંસારથી ગાળે, મને સંસારથી દૂર કરે તે મંગલ

સંસાર એટલે ભ્રમણ Whirlpool

સંસાર એટલે કારાગૃહ Prison

કર્મો અનાદિથી લાગેલા છે અને આપણો સંસાર અનાદિથી છે

સંસારનો નાશ કરવો હશે તો કર્મનો નાશ કરવો પડશે. અને ધર્મ વડે જ કર્મનો નાશ થઈ શકશે.

મંગલ એટલે દુઃખનો નાશ કરનાર

મંગલ એટલે સુખને આપનાર

શ્રી નવકાર પરમ મંગલ છે કારણ કે નવકાર દુઃખના મૂળ Root Cause નો નાશ કરે છે,

શ્રી નવકાર પરમ મંગલ છે કારણ કે શ્રી નવકારથી સર્વ શ્રેષ્ઠ સુખ Purity Climax મળે છે

મંગલના બે પ્રકાર છે

દધિ, શ્રીફળ, અક્ષત, પૂર્ણકળશ વગેરે દ્રવ્ય મંગલ છે આ દ્રવ્ય મંગલનું ફળ અનિશ્ચિત છે મંગલ પ્રાપ્ત થાય, કદાચ ન પણ થાય. પ્રતિકૂળ કારણો હોય તો ન થાય

અહિંસા, સંયમ અને તપ રૂપી ધર્મો, સ્વાધ્યાય, ધ્યાન જ્ઞાનાદિ ગુણો ભાવ મંગલ છે

ભાવ મંગલ વડે અવશ્ય મંગલ પ્રાપ્ત થાય, ભાવ મંગલ પ્રતિકૂળ કારણોને વિખેરે છે, પ્રતિકૂળતાઓ ઓછી કરે છે, તેમને અનુકૂળતામાં ફેરવે છે

દ્રવ્ય મંગલ કરતા ભાવ મંગલનું મૂલ્ય ઘણું ઉંચુ છે.

શ્રીફળ, અક્ષત અને સ્વસ્તિક સાથે અહિંસા, સંયમ અને તપને કેમ સરખાવી શકાય!

દ્રવ્ય મંગલ અને ભાવ મંગલની તુલના કોઈ રીતે શક્ય નથી

દ્રવ્ય મંગલની સ્થૂલ અસરો છે, જ્યારે ભાવ મંગલની સૂક્ષ્મ અસરો અને અસર પરંપરાઓ છે દ્રવ્ય મંગલ નિષ્ક્રિય Static છે, જ્યારે ભાવ મંગલ સક્રિય Dynamic છે.

દ્રવ્ય મંગલની ક્ષણજીવી અસરો Temporary Effects હોય છે ભાવ મંગલની સ્થાયી અસરો Permanant Effects હોય છે

વિશ્વના સર્વ દ્રવ્ય મંગલોમા અને સર્વ ભાવ મંગલોમા શ્રી નવકાર મહામંત્ર શ્રેષ્ઠ છે

## શ્રી નવકાર મંત્રથી પાપ ઇચ્છાનો નાશ

પાપ ઈચ્છા એ રોગ છે, શરીરના રોગથી વધુ ભયકર છે, એ કર્મનો રોગ છે જ્યારે એવી ઈચ્છા થાય છે, ત્યારે આત્મપ્રદેશોમા કંપન થાય છે ઈચ્છાની ચિકાશ વડે કર્મ બધાય છે

હૃદયમા જે પાપ ઇચ્છાઓ પડેલી છે તે દ્વારા આ રીતે સતત કર્મ બધાય છે

સર્વ પાપનો નાશ કરનાર આ મહામંત્ર પાપ ઇન્દ્રાને તો ટકવાજ કેમ દે ! અને તેથીજ પાપીમાં પાપીને પણ શ્રી નવકાર મંત્ર ગણવાનો જન્મસિદ્ધ હક્ક છે

શ્રી નવકાર પાપનું ઝેર ઉતારનાર ગારુડી મંત્ર છે

## સર્વ મંગલોમાં શ્રેષ્ઠ

કમલ ! શ્રી પંચ પરમેષ્ઠિ ભગવંતો મહામંગલરૂપ છે

સુદેવ– શ્રી અરિહંત અને સિદ્ધ મંગલરૂપ છે

સુગુરુ– શ્રી આચાર્ય, ઉપાધ્યાય, સાધુ મંગલરૂપ છે

સુધર્મ– નમો માં રહેલો ધર્મ મંગલરૂપ છે

દ્રવ્યથી શ્રી નવકારના આ પરમ પવિત્ર અક્ષરો મંગલરૂપ છે

ક્ષેત્રથી જ્યાં પણ શ્રી નવકાર મંત્રનો જાપ થાય છે તે સ્થાન મંગલરૂપ છે

કાળથી જ્યારે શ્રી નવકારનું સ્મરણ થાય તેટલો કાળ મંગલમય જાણવો

ભાવથી આ પંચ નમસ્કારનો ભાવ સ્વયં મંગલરૂપ છે

કમલ ! શ્રી નવકાર એ શ્રેષ્ઠ ભાવમંગલ છે

સ્નેહાધીન
કિરણ

પત્ર ૧૪

## અનુમોદનાનું બળ

પ્રિય કમલ,

શ્રી પંચપરમેષ્ઠિને ભાવથી કરેલો નમસ્કાર સ્વયં ગુણ સ્વરૂપ તો છે જ, સાથે સાથે ગુણના બહુમાન સ્વરૂપ પણ છે

આ તફાવતને કોઇ સામાન્ય ન સમજે આ તફાવતને લીધે જ સર્વ મંગલોમાં પ્રથમ મંગલનું સ્થાન શ્રી નવકાર મંત્રે પ્રાપ્ત કર્યું છે

### ગુણ અને ગુણીનું બહુમાન

કમલ, શ્રી નવકાર અનેક મંગલોમાંનું માત્ર એક મંગલ નથી, શ્રી નવકાર સર્વ મંગલોમાં શ્રેષ્ઠ છે

શ્રી નવકારની ચૂલિકાના છેલ્લા બે પદોમાં આ વાત પોકારી પોકારીને કહેવામાં આવી છે

વારંવારના મહામંત્રના રટણમાં સાધકે આ હકીકત Fact ની સંપૂર્ણ જાગૃતિ Complete awareness રાખવાની છે

ગુણના બહુમાન સ્વરૂપ હોવાની વિશિષ્ટતા શ્રી નવકારમાં સર્વ પાપકર્મોનો ક્ષય કરી
Chain [illegible] શક્તિ પ્રગટે છે

આવા પ્રકારની શક્તિ Chain Reaction આપણી સમગ્રતા Totality ને શુદ્ધ બનાવે છે

શ્રી પરમેષ્ઠિ નમસ્કાર એ સમ્યક્ત્વનો દ્યોતક છે સમ્યક્ત્વ સહિત જ પ્રત્યેક અનુષ્ઠાન મોક્ષનો હેતુ બને છે ગુણના પાલન સાથે ગુણનો અનુબંધ પાડવાનુ સામર્થ્ય નવકારમા છે, એ અપેક્ષાએ તેની પ્રધાનતા, મુખ્યતા માનેલી છે

શ્રી નવકાર એ સમ્યક્ત્વનુ દ્યોતક યા પ્રેરક છે સમ્યક્ત્વ સહિત અહિંસાદિ ધર્મોનુ પાલન-વિરતિ માટેનુ બળ શ્રી પચ નમસ્કાર દ્વારા પ્રાપ્ત થાય છે

જે સ્વય ગુણ સ્વરૂપ છે, તે અવશ્ય લાભ કરે

શ્રી નવકાર ગુણ સ્વરૂપ છે, ગુણના બહુમાન સ્વરૂપ છે તેથી અહિંસાદિ પ્રત્યેક ગુણ નમસ્કારપૂર્વક મોક્ષનો હેતુ બને છે

ગુણના બહુમાન કરવાથી શું થાય ? What are its effects? How it effects?

ગુણના બહુમાન વડે આપણે ગુણ અને ગુણીની સન્મુખ થઇએ છીએ

ગુણરૂપી બીજનુ હૃદય ભૂમિમા વાવેતર થાય છે ગુણો વિકસાવવામા પોષણ મળે છે

ગુણોના બહુમાન વડે સદ્ભાવનાનો વિસ્તાર ઘણોજ વધે છે

ગુણીના બહુમાન વડે તેમનુ શુદ્ધ આત્મ સ્વરૂપ Magnetizer પ્રેરણા દ્વારા સહાયક બને છે

ગુણીના બહુમાન વડે આપણામા સુષુપ્ત રહેલા ગુણો જાગે છે

કમલ, ગુણનુ બહુમાન પાપ કર્મોનો ક્ષય કરે છે Negative Aspect) અને ગુણીનુ બહુમાન આત્મગુણો વિકસાવે છે (Positive Aspect)

શ્રી નવકારમા ગુણનુ બહુમાન છે, અને સર્વ ગુણોના શ્રેષ્ઠ સગ્રહ રૂપ શ્રી પચ પરમેષ્ઠિ રૂપી ગુણીઓનુ બહુમાન છે આ બન્નેનો સબધ સર્વ પાપકર્મોના ક્ષયની શક્તિ Chain Reaction પ્રગટાવે છે

## અમૃત ચક્ર

સ્વાધ્યાયાદિ એકાદ ગુણની આરાધના મગલ છે પરતુ તેમા શ્રી પચ પરમેષ્ઠિ ભગવતોની આરાધના વડે જબ્બર બળ પ્રગટે છે

તપ, સ્વાધ્યાય, ચારિત્ર સર્વ ગુણોનુ પાલન કરવામા આવે, પણ જો શ્રી પચ પરમેષ્ઠિ પ્રત્યે બિલ્કુલ ઉપેક્ષા હોય તો પરમ સિદ્ધિ કેવી !

બાકી જેનામા એકેય ગુણ ન હોય પણ જો શ્રી પચ પરમેષ્ઠિ પ્રત્યે ભક્તિભાવ કેળવે તો આ દ્વારા સર્વ ગુણોનો વિકાસ થશે

ક્રમશ, શ્રી અરિહંતાદિ પ્રત્યેનો ભક્તિભાવ મોક્ષ માર્ગની ચાવી છે

સંસાર સહાયક વિષચક્રોના ક્ષય અર્થે મોક્ષ સહાયક અમૃતચક્રો ગતિમાન કરવા પડશે

અમૃતચક્રો ગતિમાન કરવાના પ્રયત્નો જો નહિ કરીએ, તો આપણા માટે સંસારનું અનાદિ વિષચક્ર ચાલ્યા જ કરશે

શ્રી પરમેષ્ઠિ પ્રત્યેના ભાવ અને શક્તિ દ્વારા આ અમૃતચક્ર રચાય છે

ભક્તિ વડે ભાવનો ઉલ્લાસ વધે છે ભાવોલ્લાસ વડે ભક્તિ સજીવ બને છે

આવા અમૃતચક્રોની રચના વડે વિષચક્રોનો નાશ થાય છે

## સિદ્ધચક્રની ચાવી

સર્વ વિષચક્રોનો નાશ કરનારું જો કોઈ અમોઘ મહાશસ્ત્ર હોય તો તે "શ્રી સિદ્ધચક્ર" છે

સિદ્ધચક્ર એટલે ધર્મચક્રવર્તીઓનું મહાચક્ર !

શ્રી નવકાર અને શ્રી સિદ્ધચક્રના સંબંધનો વિચાર ક્યારેક કરીશું

શ્રી નવકાર "મંત્ર" છે શ્રી સિદ્ધચક્ર "યંત્ર" છે

મોક્ષ માટે ચારિત્રની અગત્ય છે

ચારિત્ર માટે સમ્યગ્દર્શનની અગત્ય છે

સમ્યગ્દર્શન માટે સમ્યગ્જ્ઞાનની અગત્ય છે

વિનય વિના સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત નહિ થાય

વિનય વિના જ્ઞાન પરિણામ નહિ પામે

શ્રી નમસ્કાર મહામંત્ર વડે ત્રણે કાળમાં ત્રણે લોકમાં જેઓ વિનય કરવા યોગ્ય છે, તે બધનો વિનય થઈ જાય છે

શ્રી પંચપરમેષ્ઠિ તાત્ત્વિક ગુણોને ધરનારા મહાસત્ત્વો છે તેમની પ્રત્યેના નમસ્કારથી વિનય યોગ્ય કોઈ વ્યક્તિનો વિનય બાકી રહેતો નથી

સમગ્ર વિશ્વના શ્રેષ્ઠ સત્ત્વો પ્રત્યે થતો વિનય પણ શ્રેષ્ઠ વિનય બને છે આ કાઈ સામાન્ય વિનય નથી

શ્રેષ્ઠ વિનય વડે શ્રેષ્ઠ જ્ઞાન, શ્રેષ્ઠ દર્શન, શ્રેષ્ઠ ચારિત્ર, અને શ્રેષ્ઠ સુખ અવશ્ય પ્રાપ્ત થાય છે

સર્વ પ્રત્યે વિનય કર્યો પરંતુ જો શ્રી પંચ પરમેષ્ઠિ પ્રત્યે વિનય ન કર્યો તો તે મોટા પ્રકારનો અવિનય છે, અને તેથી જ જ્યાં શ્રી પંચ પરમેષ્ઠિ પ્રત્યેના વિનય ગુણનુ પાલન નથી, એવું જ્ઞાન, એવું ધ્યાન કે એવો સંયમ શ્રેષ્ઠ સુખને, મોક્ષ સુખને પ્રગટાવી શકતો નથી

શ્રેષ્ઠ એવા વિનય ગુણનુ પાલન શ્રી નવકાર વડે છે તેથી તે સર્વ શાસ્ત્રોની આદિમા છે સર્વ શ્રુતધરોને આદિ,

## આરાધનાનું મહત્વ

પ્રિય કમલ,

શ્રી નમસ્કાર મહામંત્રમાં કેવી શક્તિઓ, કેટલું માધુર્ય, કેટલો આનંદ ભર્યો છે, તે માત્ર સાધનાના અનુભવથી જણાશે !

શ્રી નવકારમાં ભરેલા સાત્ત્વિક મહાઆનંદનો રસ ભાવની નિર્મળતા વિના પ્રગટતો નથી. આવી ભાવની નિર્મળતા શ્રી પંચ પરમેષ્ઠિમાં એકાગ્ર થવાથી આવશે. શ્રી પંચ પરમેષ્ઠિઓ લોકોત્તર મહાસત્ત્વો છે.

શ્રી નવકાર મંત્રના ઉચ્ચારણથી શ્રી નવકાર મંત્રના સ્મરણ માત્રથી આ ભાવનિર્મળતા હૃદયમાં જાગૃત થશે, કારણ કે શ્રી નવકાર મહામંત્રનો જાપ શ્રી પંચ પરમેષ્ઠિ સાથેના પરિચયને ગાઢ બનાવે છે.

### પંચ પરમેષ્ઠિનો ગાઢ પરિચય

જો આપણે કોઈ વ્યક્તિનો પરિચય કરવો હોય તો તેના બાહ્ય આકાર, વસ્ત્ર, અલંકાર કે ચિત્રથી સાચી રીતે થતો નથી. ગાઢ પરિચય માટે તે વ્યક્તિના વારંવારના સંબંધમાં આવવું પડશે. તેની વિચારધારાને અને ભાવધારાને સમભાવે સમજવી પડશે. તેની સાથે સંપૂર્ણ સહાનુભૂતિ

શ્રી નવકાર મ ન ગુણ સ્વરૂપ છે, ગુ

સ્વરૂપ છે તથા સર્વ મ ગલોમા પ્રથમ મ ગલ

ક્રમવ ! આ સૂક્ષ્મ સત્યો નયોની અપેક્ષા

પ્રસન્ન કરજે

સ્વાધ્યાયાદિ કોઈ પણ સાચા ગુણનુ ભાવ

એ કેવલ જ્ઞાન અને મોક્ષનો હેતુ બને છે,

પણ હેતુ તેના પ્રણેતા ઉપર અ તર ગ બહુમાન

કોઈ પણ ગુણ તેના આદ્ય પ્રકાશક, તે

અને સાધન આદિ ઉપર બહુમાન સહિત હો

ગુણ ગુણરૂપ બને, અન્યથા નહિ એ કારણે મ

તેનુ પાવન નમસ્કારપૂર્વક સફળ માનેલુ છે

જાપથી વિષય કષાયની મંદતા, સંસાર પ્રત્યે વૈરાગ્ય, કર્મ મળોનો ક્ષય તથા આત્મિક ગુણોની પ્રાપ્તિ સ્વાભાવિક પણે થતી રહે છે

આહારના પ્રત્યેક કોળીઆમા ભૂખનુ નિવારણ કરવાની શક્તિ તથા દેહપોષણ છુપાયેલા છે એક એક કોળીઆમા તે આપણને સ્પષ્ટરૂપે કદાચ ન દેખાતા હોય, તેથી શુ!

જેમ અનેક કોળીઆના પરિણામ સ્વરૂપે ભૂખની નિવૃત્તિ અને શરીરનુ પોષણ થાય છે તેમ શ્રી નમસ્કાર મંત્રના એક એક વારના જાપથી આપણુ અજ્ઞાન, કષાય અને પ્રમાદ દૂર થાય છે શરૂઆતના સાધકને કદાચ આ વાત સ્પષ્ટ થશે નહિ

કેટલીક વ્યક્તિઓ નિત્ય જાપ કરે છે વર્ષોથી કરે છે તેમની એવી ફરીઆદ છે કે આ જાપથી તેમને પોતાને કંઈ અનુભવ થતો નથી તેના અનેક કારણો હોઈ શકે નિત્ય શ્રી નવકાર મંત્ર ગણવા છતા પણ બાકીનો બધો સમય વિષય કષાયમા ડૂબ્યા રહેવાથી જાપની શક્તિ અનુભવમા નહિ આવે!

## શ્રી નમસ્કાર મંત્રની વિદ્યુત્ અસર

વારંવાર શ્રી નમસ્કાર મંત્રના જાપથી મન અને બુદ્ધિ ઉપરના પડળ દૂર થતા શાસ્ત્રની ભાષામા કર્મ મળોનો ક્ષય થતા આત્મ પ્રકાશ અવશ્ય પ્રાપ્ત થાય છે

પ્રેમ, ઐકય કરવુ પડશે તેના સુખદુ ખને સમજવા પડશે તે વ્યક્તિની ભાવનાઓ, તેના જ્ઞાન વિજ્ઞાન, આતર પ્રકૃતિનો પરિચય પામવો પડશે

સામાન્ય વ્યક્તિનો ગાઢ પરિચય પ્રાપ્ત કરવો જો મુશ્કેલ છે, તો અસામાન્ય એવા વ્યક્તિ વિશેષોના પરિચય માટે તો શુ કહેવુ !

કમલ ! શ્રી પ ચ પરમેષ્ઠિનો પરિચય, સ પૂર્ણ પરિચય કરવા માટે સર્વ સમર્પણ Total Surrender અનિવાર્ય છે

શબ્દની ચર્ચા માત્રથી, અર્થ ના બુદ્ધિપૂર્વકના વિશ્લેષણ માત્રથી, તર્કગમ્ય શાસ્ત્રીય યુક્તિ માત્રથી શ્રી નમસ્કાર મ ત્ર સબધી માત્ર વિગતોનુ જ્ઞાન પ્રાપ્ત થશે જ્યારે સાધના માર્ગના આ સર્વ શ્રેષ્ઠ પાચ માનસ્થ ભોનો, શ્રી પ ચ પરમેષ્ઠિનો વાસ્તવિક પરિચય માત્ર આરાધના દ્વારા પ્રાપ્ત થશે

## • આહારનો પ્રત્યેક ગ્રાસ

જ્યારે આપણે ભોજન કરીએ છીએ, ત્યારે આપણુ ધ્યાન તો ભોજનના સ્વાદમા છે પરતુ આહારના પ્રત્યેક કોળીયાથી સ્વાદની સાથે સાથેજ આપણા શરીરને પોષણ મળે છે, આપણી ઇંદ્રિયોની શક્તિ વધે છે, અને ક્ષુધાનુ નિવારણ થાય છે

જ્યારે આપણે જાપ કરીએ છીએ, ત્યારે આપણુ મન શ્રી નમસ્કાર મત્રમા એકાગ્ર રહે છે, પરતુ પ્રત્યેક

જેણે આ પ્રકાશ Light of Soul ની ઝગક એક વાર અનુભવી છે તે શ્રી નમસ્કાર મહામંત્રના જબ્બરે બળને જાણે છે, તેની વિદ્યુત્ અસર Electromagnetic Effects ને સમજે છે

શ્રદ્ધા, ભક્તિ અને એકાગ્રતાથી વિચારપૂર્વક, સમજણપૂર્વક, ભાવપૂર્વક જે સાધક શ્રી નમસ્કાર મંત્રનો જાપ કરે છે એકાંતિક ભાવથી, સર્વ સમર્પણ વૃત્તિથી જે શ્રી પંચ પરમેષ્ઠિને શરણે જાય છે, મન વચન કાયાની પ્રત્યેક ક્રિયામા તેમનું સ્મરણ ચિંતન કરે છે તે સાધકના બુદ્ધિ મન વાણી તથા દેહ વધુને વધુ પવિત્ર બને છે

## આધ્યાત્મિક સમૃદ્ધિનું શબ્દમય પ્રતીક

જાપમા જેમ જેમ એકાગ્રતા વધતી જશે, તેમ તેમ જાપની આગળની ભૂમિકાઓ પ્રાપ્ત થશે પછી પંચ પરમેષ્ઠિના આનરજીવન સાથે સાધકનુ તાદાત્મ્ય થશે જ્યારે પંચ પરમેષ્ઠિનું સાચુ સ્વરૂપ સાધકના હૃદયમા પ્રકાશિત થઈ ઉઠે છે ત્યારે શ્રી નમસ્કાર મંત્રનો નપૂર્ણ પરિચય પ્રાપ્ત થયો ગણાય

શ્રી નવકારનો પરિચય તે શ્રી પંચ પરમેષ્ઠિનો પરિચય છે શ્રી નવકારની સાધના તે મોક્ષમાર્ગની સાધના છે

શું નવકાર ચિંતામણિ રત્ન છે? શું નવકાર કલ્પવૃક્ષ છે? ના! ના! બિચારા ચિંતામણિ રત્ન કે કલ્પવૃક્ષ શ્રી નવકાર પાસે ઝાખા પડે છે

જગતમા જે કઈ પ્રશસ્ત છે, તે સર્વ નવકારમા આવી જાય છે મહામમથ એવું જિનશાસન શ્રી જિનેશ્વર ભગવતોનુ છે આ નમસ્કાર મહામત્ર શ્રી અરિહતદેવોએ કહ્યો છે અને સવ અરિહતો શ્રી નવકારના મુખ્ય અશ રૂપ, અવયવ રૂપ છે

સિદ્ધ પરમાત્માઓ આ પચનમસ્કારના શરણુ વડે સિદ્ધિપદને પામ્યા છે

पत्ता पाविस्सती
पावति य परमपयपुर जे ते ।
पच नमुक्कार महारहस्स
सामत्थ जोगेण ॥

પરમપદ પુરને જેઓ પામ્યા છે, પામશે અને પામે છે, તે સર્વ પચનમસ્કાર રૂપી મહારથના સામર્થ્ય યોગે જ છે

શ્રી નવકારની સહાય વડે આત્મા સિદ્ધ બને છે અને સર્વ સિદ્ધો નવકારના મહત્ત્વના અશ રૂપ છે

આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓ શ્રી નવકાર મત્રની જિનપ્રણીત સાધના સાધી રહ્યા છે, માટે પચ પરમેષ્ઠિમાં સ્થાન પામ્યા છે આ સર્વે પણ શ્રી નવકારના અશરૂપ છે

પાપકર્મોના સમૂલ નાશની પ્રક્રિયા શ્રી નવકારની અતગત છે સ્વર્ગના શ્રેષ્ઠ સુખોની પ્રાપ્તિનો માર્ગ શ્રી

કમલ! શ્રી નમસ્કાર મહામંત્ર પંચ પરમેષ્ઠિની આધ્યાત્મિક સમૃદ્ધિનો સાક્ષાત્કાર કરાવનાર શ્રેષ્ઠ સાધન છે

અનુભવી સાધક જાણે છે કે શ્રી નમસ્કાર મહામંત્ર શ્રી પંચ પરમેષ્ઠિની આધ્યાત્મિક સમૃદ્ધિનું શબ્દમય પ્રતીક છે Symbol of Spiritual Splendour

સ્નેહાધીન
કિરણ

પત્ર ૧૭

## શ્રી નમસ્કાર મહામંત્રનું વિજ્ઞાન

પ્રિય કમલ,

શ્રી નમસ્કાર મહામંત્રનું અનંત ઉંડાણ Infinite Depth માપવા માટે આપણી પાસે જે કંઇ સાધનો પ્રાપ્ત છે તે ઘણા અધુરા છે

આ સર્વ મથામણને અંતે શ્રી નવકારના મહાસાગરમાંથી જો એકાદ વિચારરત્ન પ્રાપ્ત થાય તોય બસ !

### સુદેવ, સુગુરૂ, સુધર્મ

શ્રી પંચ પરમેષ્ઠિમાં દેવ તત્ત્વ અને ગુરૂ તત્ત્વની પૂર્ણતા છે

નમસ્કાર ભાવમાં ધર્મ તત્ત્વ ભર્યુ છે

દેવ તત્ત્વ શ્રી અરિહંત અને સિદ્ધ એ પ્રમાણે બે પદ Two Aspects દ્વારા દર્શાવ્યું છે

ગુરૂ તત્ત્વ શ્રી આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પ્રમાણે ત્રણ પદ Three Aspects દ્વારા દર્શાવ્યું છે

અને ધર્મ તત્ત્વ માત્ર "નમો" નમસ્કારનું એકજ પદ One Aspect દ્વારા દર્શાવ્યું છે

મ પૂર્ણ પદ્ધતિસરની આ વિચારણાઓ પાછળ ઘણા ઉંડા અને માર્મિક રહસ્યો રહેલા છે

## પાચ ઇંદ્રિયોના વિષયો

શ્રી અરિહંત દેવોનો શબ્દ શ્રેષ્ઠ છે
—જિનવાણીની મધુરતાનુ વર્ણન ન થાય

સિદ્ધોનુ અવિનાશી રૂપ શ્રેષ્ઠ છે
—ત્યા આત્મા શુદ્ધ સ્વરૂપે પ્રકાશે છે

આચાર્યોના આચાર પાલનથી પ્રગટતી ભાવ સુવાસ શ્રેષ્ઠ છે —આચરણમા ઉતરેલા સદ્‌ભાવ દ્વારા અંદરની સુવાસ પ્રગટે છે

ઉપાધ્યાયોનો સ્વાધ્યાયનો રસ શ્રેષ્ઠ છે—માત્ર જ્ઞાન રસ વડે અતીન્દ્રિય તૃપ્તિ પ્રાપ્ત થાય છે

સાધુઓનો પરિચય સ્પર્શ શ્રેષ્ઠ છે—આ સાધુતાનો સહેજ સ્પર્શ માત્ર પરમ સુખને આપે છે

ક્રમશ શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શના ઇંદ્રિય વિષયોમાથી છૂટવાની જરૂર મથામણ આજનો માનવી નિષ્ફળ પણે કરે છે

જો અપ્રશસ્ત શબ્દાદિના સ્થાને પોતાના ભાવોનુ કેન્દ્રિતપણુ, પ્રશસ્ત શબ્દાદિના સ્થાને કરે તો મહાદુષ્કર કાર્ય બીલકુલ સરળ થઇ જાય

રાગદ્વેષની વાસના જેનામા હોય તેમને માટે તે વાસના ક્રમશ ઓછી કરવાનુ સાધન શ્રી નવકાર મંત્ર બની શકે

## ચાર મંગલ અને ચાર શરણ

શ્રી અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મના ચાર મહામંગલ શ્રી નવકાર મંત્રમાં છે તથા ચાર મહાશરણ પણ શ્રી નવકાર મંત્રમાં છે

શ્રી નવકારના આરાધકને આ ચાર મંગલ [illegible] કલ્યાણ કરનારા છે

જેણે આ ચાર મહાશરણ સ્વીકાર્યાં છે તે જને પરમગતિ પામે છે

## મંત્ર શાસ્ત્ર

### Science of Supersound

આખું મંત્રશાસ્ત્ર શ્રી નવકારમાં સમાયેલું છે

શ્રી નવકાર મહામંત્રમાંથી માતૃકાઓ—સ્વર, [illegible] ઉત્પત્તિ થઈ છે

શ્રી નવકાર બીજ મંત્રોનો મહાકોશ છે [illegible] પ્રકારના નવ ધ્વનિનો આ મહામંત્રમાં સંગ્રહ છે

શ્રી નવકારના પ્રત્યેક અક્ષરનું [illegible]

મંત્રશાસ્ત્રની દૃષ્ટિએ શ્રી નવકાર [illegible] રસમય છે

## માનસ [illegible]

### Psycho Che[illegible]

રસાયણો ઓછા થતા જેમ શારીરિક રોગો થાય છે, તેમ માનસિક અવ્યવસ્થા Mental Unbalance પણ થાય છે

દુર્ભાવનાઓનુ મૂળ આ રીતે રાસાયણિક ફેરફાર Chemical Changes મા શોધવાનો આ વૈજ્ઞાનિકોનો પ્રયત્ન છે

શ્રી નવકાર મંત્રનો જાપ આત્મ શુદ્ધિને પોષક અને સદ્ભાવનાઓમા વર્ધક રસાયણોને સહાય Balance કરે છે શરીર અને મનની રાસાયણિક પ્રક્રિયા Bodily and Mental Conditions ને શુદ્ધ કરે છે માનસ યંત્રને સદ્વિચાર વાહક થવામા સહાય કરે છે

દુર્ભાવો દ્વારા જે વિષ આપણે દેહયંત્રમા લેશુ કર્યુ છે, તેને દૂર કરે છે

## ગ્રંથી ભેદ

ગ્રંથીભેદ કરવામા, ભેદ વિજ્ઞાનની પ્રાપ્તિમા, સમ્યક્ત્વ પ્રગટાવવામા આ મહામંત્ર ઘણો ઉપયોગી છે તે માટેનો આ સૌથી સરલ અને સુગમ ઉપાય છે

બહિરાત્મ દશામાથી અંતરાત્મ દશા જગાડવા માટે આ મંત્રનો જાપ, શ્રી પંચ નમસ્કારનો ભાવ સહાયક બને છે અને અંતરાત્મ દશાવાલાને પરમાત્મ દશા ઉપર પહોચવા માટેની આ સીડી છે

સર્વ અશુભ ભાવોને શુભ બનાવવા એ શ્રી નવકારનુ સફળ કાર્ય છે અને શુભમાથી શુદ્ધમા જવાનો માગ

પણ શ્રી નવકારના ધ્યાન દ્વારા, લય દ્વારા પ્રાપ્ત થાય છે

આ પંચ નમસ્કૃતિ પૂર્વે પ્રાપ્ત નહિ થયેલા આત્મ અનુભવોથી ભાવી છે

## કર્માણુ

### Science of Super Nucleons

કાર્મણ વર્ગણા Karmic Atoms આત્મા સાથેનો બંધ, તેની અસરો અને પ્રતિ અસરો, દ્રવ્ય કર્મ, ભાવ કર્મ, બંધના પ્રકારો કર્મબંધના હેતુ વગેરે વૈજ્ઞાનિક મુદ્દાઓની છણાવટ અહિં અપ્રસ્તુત છે પરંતુ જૈન કર્મ સાહિત્યમાં જે બીજ મંત્રો ભર્યા છે, તેની સમજણ દુનિઆના કોઈ પણ માનસ વૈજ્ઞાનિક ને આશ્ચર્યાન્વિત કર્યા વિના રહેશે નહિ

શ્રી નવકાર મંત્ર સર્વ પાપ કર્મોના અણુઓનો વિશેષ પ્રકારે નાશ કરે છે ગાઢ કર્મોનો ભેદ Fission કરવાની અદ્ભુત તાકાત શ્રી નવમરમાં રહેલી છે

અણુ વિજ્ઞાનની ભાષામાં કહીએ તો નવકાર વડે કર્મનાશનું Chain Reaction કાર્ય થાય છે અને જબ્બર આત્મ શક્તિ Release of Spritual Energy પ્રગટે છે

ભાવપૂર્વક આરાધેલા આ પંચ નમસ્કાર વડે સર્વ કર્મો Fundamental Karmic Elements નો ધ્વંસ થઈ શકે છે

## સૂર્ય વિજ્ઞાન

Chromopathy

સૂર્ય કિરણોની સર્વ શક્તિ શ્રી નવકારના અક્ષરોમાં સમાયેલી છે સૂર્ય કિરણોમા જે રંગો છે તે નવકાર મન્ત્રમા ભરેલા છે

વર્ણ Colour દ્વારા સૂર્ય કિરણો જે જે અસરો ઉ૫ન્ન કરી શકે છે, તેથી વિશિષ્ટ પ્રકારની અસરો શ્રી નવકાર ધ્વનિ Sound દ્વારા કરી શકે છે

સૂર્યના કિરણોમા જીવન પોષક તત્ત્વો રહેલા છે, જ્યારે શ્રી નવકારના ધ્વનિમા અધ્યાત્મજીવન પોષક સર્વ તત્ત્વો રહ્યા છે

શ્રી નવકારના પ્રત્યેક અક્ષરમા રહેલી વર્ણ વિશિષ્ટતા Colour Symphony અને ધ્વનિ વિશિષ્ટતા Sound Symphony ની ચર્ચા અહી અપ્રસ્તુત છે

સૂર્ય કિરણ કરતા વિશેષ સૂક્ષ્મ શક્તિઓ Finer Energies શ્રી નવકારના ધ્વનિઓમા રહેલી છે

## ગણિતશાસ્ત્ર

Higher Mathematics

ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ શ્રી નવકારનો વિચાર ઘણો રસમય છે આ વિચારમા સૂક્ષ્મ જનારને ક્રમ ક્ષયનુ ઉચ્ચ ગણિત Higher Mathematics સ્પષ્ટ પણે બેસે છે

અને ત્યારે જ્ઞાની ભગવંતોના અલૌકિક જ્ઞાન પ્રત્યે અતીવ બહુમાન થયા વિના રહેતું નથી

### અક્ષર અને અંક

### Letters and Numbers

શ્રી નવકારનો ગણિત સાથે સંબંધ છે, અને ભાષા સાથે સબંધ છે

અક્ષર સાથે સબંધ છે અને અંક સાથે સબંધ છે

અક્ષર તથા અંકો શું છે?

તેમનો ક્રમ આ પ્રમાણે જ કમ છે?

તેમના આકારો Shapes ચોક્કસ પ્રકારના કેમ છે?

કમલ! જે પ્રકૃતિનું પુસ્તક વાંચે છે, તેમની આગળ આ રહસ્યો ઉઘડે છે જ્યારે આ સમજાય છે, ત્યારે શ્રી નવકારના મહા ઉંડાણની ઝાંખી માત્ર થાય છે ... શ્રી નવકારમાં ગણિતની ભાષા Language of Mathematics અને ભાષાનું ગણિત Mathematics of Language બંનેનો સમન્વય દેખાય છે

### અતીન્દ્રિય વિજ્ઞાન

### Parapsychology

આજે માનસ વૈજ્ઞાનિકો વિજ્ઞાનની ... Psychic Science માં સંશોધન કરી ... છે

વિચાર વિનિમય Telepathy, દૂર દર્શન Clairvoyance, દૂર શ્રવણ Clairaudience, ના મૂળાક્ષરો સુધી અર્વાચીન વિજ્ઞાન પહોંચ્યું નથી

શ્રી નવકારના જાપ દ્વારા કેટલાય સામાન્ય સાધકોને પણ અતીન્દ્રિય અનુભવો Extra Sensory Perceptions થાય છે

શ્રી નમસ્કાર મહામંત્રના જપ અને ધ્યાન દ્વારા સાધકની કેવી આંતર શક્તિઓ પ્રગટ થાય છે તથા જેમને શ્રી પંચ પરમેષ્ઠિ પ્રત્યે ભાવ છે તેમનામાં કઇ રીતે નિર્મળ અંત પ્રેરણા Pure Intution કેળવાય છે તે સાધનાનો વિષય છે

## વૈદક શાસ્ત્ર

## Medicine Box

વાત, પિત્ત અને કફની કોઈ પણ પ્રકૃતિવાળા માનવીને શ્રી નવકારનું ધ્યાન લાભ કરે છે

જ્ઞાન વાત દોષ જીતે છે, દર્શન પિત્ત દોષને નિવારે છે અને ચારિત્ર કફ દોષનો નાશ કરે છે સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપી ધર્મ અમૃત સ્વરૂપ છે

જ્ઞાન, દર્શન ચારિત્ર રૂપી ભાવરોગના મહા ઔષધો શ્રી નમસ્કાર મહામંત્રમાં સમાયેલા છે

શ્રી નવકાર સર્વ પ્રકારના દ્રવ્ય તથા ભાવ રોગો દૂર કરવા માટેની ઔષધ પેટી Medicine Box છે

જિનવાણી સમજવા માટે આનંગ વિકાસ Soul Development જોઈશે

સત્યને દર્શાવવા માટે સ્યાદ્વાદની અગત્ય છે સત્યને સમજવા માટે પણ સ્યાદ્વાદની અગત્ય છે

શ્રી નમસ્કાર મહામંત્ર પરમ સત્યનુ શબ્દ પ્રાકટ્ય છે

જે નવકારને જાણે છે, તે સ્યાદ્વાદને જાણે છે જે નવકારને જપે છે, તે સ્યાદ્વાદને અવશ્ય જાણશે

## શ્રી નવકારમા શુ છે ?

સમગ્ર સમસ્ત શ્રુતજ્ઞાન શ્રી નવકારમા કવી રીતે ભર્યું છે ?

સાત નય અને ચાર નિક્ષેપનો શ્રી નવકાર સાથે શું સબધ છે ?

અષ્ટ મહાસિદ્ધિઓ શ્રી નવકારની અ તગ ત કઈ રીતે છે ?

શ્રી નવકાર મહામ ત્રનો શાશ્વતી Eternity સાથે શુ સબધ છે ?

શ્રી નવકારમા સવ યોગો અને યોગના સવ અ ગો કેવી રીતે સમાયેલા છે ?

શ્રાવક ધમ અને સાધુ ધમનુ શ્રી નવકારમા શુ સ્થાન છે ? વગેરે પ્રશ્નો આપણે અન્યત્ર ચર્ચીશુ

## શ્રી નવકારની સાધના

ART

આ પત્રીમા શ્રી નમસ્કાર મહામત્રના

માનસ વિશ્લેષણ Psycho-Analysis વગેરે અનેક જૂદી જૂદી પદ્ધતિઓનો ઉપયોગ અર્વાચીન માનસ વિજ્ઞાનમાં આજે થઈ રહ્યો છે

શ્રી નવકારનો જપ, ધ્યાન અને અનુપ્રેક્ષા ઉંચામાં ઉંચા પ્રકારની પદ્ધતિ છે, જે દ્વારા મનના રોગો Mental Diseases તથા મનની બિમારી દ્વારા થતા દેહના રોગો Psychosomatic Diseases અવશ્ય નાશ પામે છે

જો માનસ વૈજ્ઞાનિકો અનેક ઉપાયો સાથે આ ઉપાયનો પણ ઉપયોગ કરશે, તો આશ્ચર્યકારક સફળતા જણાશે, આ સબંધી વિશેષ વિવેચન આપણે અન્યત્ર કરીશુ

## જિન વાણી

Divine Expressions of TRUTH

શ્રી જૈન દર્શન પરમ ઉપકારી શ્રી વીતરાગ દેવોએ પ્રકાશ્યુ છે જે જેવું છે તેવું કહ્યુ છે

વસ્તુના યથાર્થ સ્વરૂપનુ દર્શન એટલે જૈન દર્શન

કોઇ સામાન્ય વ્યક્તિ જ્યારે સત્યનુ નિરૂપણ કરે ત્યારે એકાંગી બનવાના નભવો ઘણા છે શ્રી જિનેશ્વર દેવોમા વચનાતિશય નિરૂપણની વિશિષ્ટતાને લીધે સત્યનુ સંપૂર્ણ કથન Divine Expressions of TRUTH શક્ય બન્યુ છે

જિનવાણી સમજવા માટે આન્તર વિકાસ Soul Development જોઈએ

સત્યને દર્શાવવા માટે સ્યાદ્વાદની અગત્ય છે સત્યને સમજવા માટે પણ સ્યાદ્વાદની અગત્ય છે

શ્રી નમસ્કાર મહામન્ત્ર પરમ સત્યનુ શબ્દ પ્રાકટ્ય છે

જે નવકારને જાણે છે, તે સ્યાદ્વાદને જાણે છે જે નવકારને જપે છે, તે સ્યાદ્વાદને અવશ્ય જાણશે

## શ્રી નવકારમા શુ છે?

સમગ્ર સમસ્ત શ્રુતજ્ઞાન શ્રી નવકારમા કેવી રીતે ભર્યું છે?

સાત નય અને ચાર નિક્ષેપનો શ્રી નવકાર સાથે શું સબધ છે?

અષ્ટ મહાસિદ્ધિઓ શ્રી નવકારની અતર્ગત કઈ રીતે છે?

શ્રી નવકાર મહામન્ત્રનો શાશ્વતી Eternity સાથે શુ સબધ છે?

શ્રી નવકારમા સર્વ યોગો અને યોગના સવ અંગો કેવી રીતે સમાયેલા છે?

શ્રાવક ધર્મ અને સાધુ ધર્મનુ શ્રી નવકારમા શું સ્થાન છે? વગેરે પ્રશ્નો આપણે અન્યત્ર ચર્ચીશુ

## શ્રી નવકારની સાધના

## ART

આ પત્રોમા શ્રી નમસ્કાર મહામન્ત્રના વિજ્ઞાન

Science ના સંકેતો માત્ર કર્યો છે, તેના વિસ્તૃત વિં
ચનને અહિ અવકાશ નથી

પરંતુ વિજ્ઞાન Science નું જેટલું મહત્ત્વ છે, તે
વિશેષ મહત્ત્વ કલા ARTનું છે શ્રી નવકારની આરાધના
મહત્ત્વ એથી પણ વિશેષ છે કારણ કે તે એક ઉચ્ચ કલા
કમલ ! જો આ પત્રોમા તને રસ હશે, તો
નમસ્કાર મહામંત્રની સાધના સબંધી વિશેષ લખીશ

શ્રી નવકાર જો મહાઔષધિ છે, તો તેનું સે
શી રીતે કરવું જેથી સંસારના સર્વ દુઃખોથી મુક્ત થવાય

શ્રી નવકાર જો સિદ્ધરસ છે, તો તેનો કઈ રી
ઉપયોગ કરવો કે જેથી સંસાર ભાવથી ભરેલા જીવ
નું લોહ શુદ્ધ ભાવથી ઝગઝગતા આત્મતત્વના સુવર્ણમા પ
વર્તન પામે ?

એવી શું પદ્ધતિ Process છે, આરાધનાનો એવો
કયો માર્ગ છે, જે વડે શ્રી નવકારમા રહેલો દિવ્ય પ્રકાશ
Divine Light આપણા હૃદયમા પ્રગટાવી શકાય !

શ્રી શાસ્ત્રકાર મહાપુરૂષો કહે છે કે જેના હૃદયમા
શ્રી નવકાર વસે તેને સંસાર શું કરી શકે ?

તો પછી શ્રી નવકારને મનમા કઈ રીતે વસાવવો ?
શ્રી નવકાર મહામંત્રની આરાધના કઈ રીતે કરવી ?

આ સબંધી વિશેષ કયારેક લખીશ

સ્નેહાધીન
કિરણ